સદરની

# સિંધી સુંદરીનો

## કરાંચીમાં ખા. બહાદુર અરદેસર મામાની

કોર્ટમાં ચાલેલો
ચર્ચા ભરેલો કેસ



સદરની
સીંધી
સુંદરીનો
ચર્ચા
ભરેલો
કેસ.





આ કેસ
ચાવડીમાં
શોભાને
વાસ્તે રાખ
વામાં આવે
સ[illegible] વાસ્તે
તેનો કોઈએ
ખોટો અર્થ
કરવો નહી.




સને ૧૯૨૮
છપાવી પ્રસીધ્ધ કરનાર.
શુકલ દુર્ગાશંકર અંબારામ મોરબીવાલા.
કીમત. ૦-૨-૦

# ઈલેકટ્રીક કામનું રીપેરીંગ વર્કસની જુની અને જાણીતી દુકાન.

મોટરો, મોટર સાઇકલો, પંખાઓ તેમજ ઇલેકટ્રીને લગતુ દરેક કામ રીપેર કરી આપવામાં આવે છે તે સીવાય દરેક મસીનરી રીપેર કરી આપીશુ બેટરી રીપેર કરી તેમજ બેટરીમાં પાવર ભરી તરત ચાલુ હાલતમાં કરી આપવામાં આવે છે.

**પઈસા મધ્યમ અને ટાઈમસર કામ**

# થઇ જનારા શેઠીઆઓના

## આબેહુબ વર્ણન આપતું ચિતાર.

ઉપલા નામની ચોપડી થોડા વખતમાં તમારી રૂબરૂ હાજર થશે જે વાંચવાથી તમોને ખાત્રી થશે કે સ્ત્રીઓ ઉપર કામાંધ બની શેઠીઆઓ કેવા પાયમાલ થયેલ છે અને તેઓ કેવી દશા ભોગવે છે તેનો આબેહુબ ચીતાર નજરે જોઇ ભવીશ્યની પ્રજા વિચાર કરશે.

# સદરની સિન્ધી સુંદરીના ખા. બા. મામાની કોર્ટમાં ચાલેલા કેસને

## હેવાલ.



### કરાચી સદરમાં સિન્ધી સુંદરીને કેમ ઉડાવી ?



સદરમાં તેજુ સિન્ધી એક નામચીન પસારી છે, તેની ચૌદથી સોળ વર્ષની જેઠી નામની સુંદર સ્ત્રીને મુસલમાનોએ ઉડાવવાના સમાચાર સોમવારે પવનની માફક પ્રસરી ગયા હતા. પોલીસે આ બાબતમાં ચાંપતી તપાસ કરી હતી અને આખરે સાંજે સદરની મેમણ મસ્જીદ પાસેના શીરોજુદીન નામના મુસલમાનને ત્યાંથી તેનો પતો લાગ્યો હતો. આ શીરોજુદીન પહેલાં દરજીનું કામ કરતો હતો અને હવે અનાજની દુકાન કરી છે. મુમતાજદીન નામનો મુસલમાન જે ગીલીટનું કામ કરતો હતો તેણે આ જુવાન જેઠીને ઉડાવી હતી એમ કહેવાય છે. મુમતાજદીનનો હજુ પતો નથી તે ભાગી ગયો છે.

દરજાણુ દેવુબાઇના ઘરમાંથી કેટલોએક માલ મળ્યો હતો તેને પકડવામાં આવી છે તથા એક વોરો નામે યુસફઅલી તથા મોચી ગોપાલજીને પણ પોલીસે આ બાબતમાં તપાસ માટે બોલાવ્યા હતા.

જેઠીબાઇ તેજુભાઇને ઘેર પાછાં સહીસલામત આવી પહોચ્યા છે આવા શેતાનોથી અવસ્ય ચેતો.

### કરાંચી સદરની સીંધિ સુંદરીનો ઉઠાવગીર પકડાયો.

ગઇ કાલે રાષ્ટ્ર-શકિતના અંકમાં પ્રગટ થયેલ પસારી તેજુની જુવાન સ્ત્રી જેઠીનો કહેવાતો ઉઠાવગીર મુમતાઝદીન પોલીસને શરણ થયો છે દરજાણુ દેવુબાઇને જામીન ઉપર છોડવામાં આવેલ છે.

આ કેસથી સદરમાં ભારે ખળભળાટ થયો છે અને કેસ ચાલતી વખતે ઘણી રસભરી વાતો પ્રગટ થશે એમ કહેવાય છે

## સદરની સુંદરી જેઠી માટે થયેલ પહેલો પોલીસ રીપોર્ટ.

કરાચી સદરની વોરા બજારમાં રહેતા તેજુમલ ગેહીમલે ફોજદારી ગુન્હાની ૩૬૩ અને ૩૮૦મી કલમ હેઠળ પોલીસમાં એવો રીપોર્ટ તા. ૧૧-૬ની સવારે ૧૧ વાગે કરેલો કે ગઇ રાતે ૧૧ વાગે હું મારે ઘેર ગયો ત્યારે મેં મારી સ્ત્રીને ઘેર સુતેલી જોયેલી—તે હુ સુવા ગયો. આ સવારે ચાર વાગે મારી મા આવીને કહે તારી વહુ ક્યાં છે? ચોતરફ તપાસ કરતા તેણીનો પત્તો મળ્યો નહિ. મારી સ્ત્રી ચઉદેક વરસની છે. તેણીને બાજુમાં રહેતો એક સોનારો મુમતાજ અથવા બે બીજા ભગાવી ગયાનો મને શક છે. બસોની રોકડ ચોરાઇ ગઇ છે. તેણીનાં શરીરે ઘરેણાં છે.

જે પછી પોલીસે આરોપી ૧ લાને ગઇ તેરમી તારીખે ૪ વાગે પકડી જામીન પર છોડેલ હતો. આરોપી ૨ જીને ગઇ ૧૧ મીએ રાતે ૧૦ વાગે પકડી ૧૩ મી તારીખે ૫–૧૫ વાગે જામીન પર છોડી હતી. આરોપી ૩ જાને ૧૧ મીએ રાતે ૯–૪૫ કલાકે પકડી બારમીએ બપોરના બાર વાગે જામીન પર છોડયો હતો.

## સદરની સુંદરી જેઠીએ પોલીસમાં આપેલી ખુલ્લી જુબાની.

મને આ ઘરમાં મુમતાજ લાવ્યો હતો. છેલ્લા સાત મહીનાથી હું એની સાથે પ્યારમાં છું. તે દર ચોથે કે પાંચમે દીવસે મારી પાસે આવતો. મને દેવબાઇએ તેની ઓળખ કરાવેલી. દેવબાઇ અમારી વચ્ચે હતી મુમતાજ મારા ઘરમાં રાતે મારી પાસે આવતો. હું તેના પ્યારમા પડી અને તે દેવબાઇ સાથે મારી પાસે આવ્યો કે મારે તેની સાથે દેશ જવું. એક મહીના પહેલાં તેણે મને કહેલું કે જો તુ મારી સાથે નહિ આવે તો હું ઝેર પીશ. દેવબાઇ મને લલચાવતી કે મુમતાજ પઇસાદાર છે ને તને બહુ સુખી રાખશે. તું જા. દેવબાઇએ ગઇ કાલે ત્રણ–ચાર વાગે આવી મને રાતના મુમતાજ સાથે જવા કહયું દેવબાઇ કહે કે હું બહાર રાહજોઇશ અને તને મુમતાજ પાસે લઈ જઇશ તેણીએ મારા ઘરેણાં અગા-

ઉથી તેને આપી દેવા કહેતા હું કબુલ થઇ. તેણી કહે કે હું મારી દીકરીને મોકલીશ, આપી દેજે. તેણીએ તેની દીકરી દાવાળીને મોકલવાથી મેં તેણીને ઘરેણાં આપ્યા. ગઇ રાતે વચન આપ્યા મુજબ હું રાતના ૩ા વાગે મારા ઘર બહાર નીકળી તેણી તેના ઘર આગળ ઉભી હતી. તેણી મને મુમતાજની દુકાને લઇ ગઇ. મુમતાજ મને જ્યાંથી હું હાથ લાગી ત ઘેર લઇ ગયો. તે મને ખાલી ઘરમાં મુકી ચાલી ગયો. બપોરે બે વાગે તે આવીને કહે કે તારે મુસલમાન થવું પડશે. સવારે સાત વાગે ફીરોઝની સ્ત્રી મને ઉપર લઇ, તેણીએ મને મુસ્લીમ થવા માટે લલચાવી. આ ફીરોઝે મારી સાથે બે વાર વ્યભીચાર કર્યો. એકવાર સવારના ૪ વાગે જ્યારે મુમતાજ મને તેના ઘરમાં મુકી ગયો અને બીજી વાર સાંજના પાંચે વાગે જ્યારે મુમતાજ મને તેનીના રૂમમાં લાવ્યો ને મને ફીરોજને સોંપી મેં ચોરેલા બસો રૂપીયાની વાત ખોટી છે. મારી ઉમર કેટલી છે તેની મને ખબર નથી. તેજુમલ નામર્દ છે. તેટલા માટે હું બીજા યાર કરૂં છું. મને મારા ધણી સાથે રહેવું ગમતું નથી કારણ કે મારો ધણી ને તેની મા મને બરાબર રાખતા નથી હું મારી મરજીથી ગયેલી. મે દેવબાઇની સલાહ લીધેલી ને તેણીએ મારા વિચારને ટેકો આપેલા. હું મુમતાજ સાથે પ્યારમાં છું આજે તેણે મારી સાથે બદકામ કર્યું નથી કારણ કે હું બહાર બેઠી હતી. ઘરેણા મારા ધણીએ આપેલા મારા છે. ફીરોજદીને જ્યારે મને બદકામ કરવા દેવા કહયું ત્યારે જો કે મને ગમ્યું નહિ પણ મેં વાંધો લીધો નહિ હું બહાર બેઠી હતી ને તેણે બદકામ કર્યું.

## કોર્ટમાં રજુ કરેલા શાક્ષીઓનું લીસ્ટ.

કરાચી કેન્ટોન્મેંટ અને સદર બજારના સ્પેસ્યલ ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટની કોર્ટમાં ફરીયાદી તેજુમલ ગેહીમલ વોરાબજાર, આરોપી

(૧) મુમતાજદીન ફીરોઝદીન સોની, વોરા બજાર.

(૨) દેવબાઇ–દેવસી દરજીની ઓરત, સદર બજાર.

(૩) ફીરોજદીન મોલાબક્ષ, ચીક ગલી સદર.

આરોપી ૧–૨ સામે ૩૬૩ મી કલમ હેઠળ અને ૩ જા સામે ૩૬૬ મી કલમ હેઠળ આરોપ.

સાક્ષી ૧ લો ફરીયાદી તેજુમલ પહેલા પોલીસ રીપોર્ટનું જાણે છે. ૨ જી શાક્ષી જેઠીબાઇ ભગાડેલી છોકરી છે. તેણી સાબીત કરશે કે આરોપી ૧–૨ એ તેણીને ભગાડી અને ૩ જા આરોપીએ તેણી ભગાડેલી છે એવું જાણવા છતાં તેણીને છુપાવી. ૩ જો સાક્ષી હોસપીટલનો ડોકટર સાબીત કરશે કે જેઠીની ઉમર ૧૬ વરસ નીચેની છે. ૪ થો સાક્ષી ૫ મો સાક્ષીને મશીરો છે જેમની હાજરી માં છોકરી જેઠી આરોપી ૩ જો સાથે બીસનરા પર પડેલી માલુમ પડી હતી. ૬ ઠો શાક્ષી ગોપાળ જેઠા મોચી છે તેને પહેલા આરો-પીએ કહેલું કે મેં છોકરીને ભગાડી છે. ૭ મા શાક્ષી બાપાલાલે બીજી આરોપીને છોકરી ભગાડવામાં આવી તે રાતે મુમતાજની દુકાનની સીડી પર બેઠેલી જોઇ હતી.

કરાંચી સદરના ખાસ માજીસ્ટ્રેટ બા. બા. અરદેસર મામાની કોર્ટમાં જેઠીને ભગાવવા માટે મુમતાજ દેવબાઇને ફીરોઝ સામે ચાલતા કેસની વિગત.

## જેઠીના ધણી તેજુની જુબાની

હું પસારીછું વોરા બજારમાં દુકાનથી ૪૦ ૫૦ કદમ દૂર હું રહું છું. હું ૧૦-૧૧ વરસ પહેલા જેઠીને સેવાનમા પરણ્યો છું જે વખતે તેના મા બાપ જીવતાં હતાં ને તેણી ૩-૪ વરસની હતી લગ્ન પછી હું તેણીને અહીં લાવ્યો મારી મા જીવે છે. બે વરસ થયાં અમે ધણી ધણીયાણી તરીકે રહીએ છીયે સવારે સાત વાગે હું દુકાને જઉં છું. ને રાત્રે ૧૦–૧૧ વાગે પાછો આવું છું. બપોરે મારી મા ટેઉને ત્યાં જાય છે. મુમતાજને ઓળખું છું વોરા ગલીમાં તેની સોનીની દુકાન છે. મારૂં ઘર તેની દુકાનથી જોઇ શકાય તેમ છે. ગઇ ૧૦ મી તારીખ પહેલાં તેની વચ્ચે અને મારી ઓરત જેઠી વચ્ચે કાંઈ સંબંધ હોય એવું હું જાણતો નથી. બીજી આરોપી દેવબાઇને પીછાનું છું. અમારી ગલીમાં રહે છે. તે વિધવા છે. ગઇ ૧૦ મી તારીખ પહેલાં દેવબાઇ વચ્ચે અને મારી ઓરત વચ્ચે કાંઇ સંબંધ હોય એવું હું જાણતો નથી ફીરોજને હું ઓળખતો નથી બનાવની રાતે હું ઓરડામાં મારી મા ઓસરીમાં અને જેઠી વરંડામાં સુતેલાં સવારે ૭ વાગે મને ખબર પડી કે જેઠી ગુમ થઈ છે. જેઠી બહાર બેઠેલી હોવાથી તે રાતે મારી સાથે સુતેલી નહી. ઘરમાં તેણીનો પત્તો ન મળવાથી હું બહાર ખબર કાઢવા

કરકસર કરતાં શીખજો જમાનો બદલાતો જાય છે,
વિશ્વાસમાં ન રહી જશો વાયુ ભયંકર વાય છે.

---

સુંદર અને સફાઇ સાથે ભાવ પણ અમ એક છે.
ગરાહકને સંતોષ આપવો એમ. જી. બીલીમોરીઆનો લેખછે

પધારો અને ખાત્રી કરો

ઝ વે રી કે પ




ઝ વે રી કે પ

અમારે ત્યાં દરેક જાતની ટોપીઓ જેવીકે બેંગલોર તુરકી હુંગેરીઅન ઝવેરી બાલ તથા પલેસબાલની ફોલ્ડીંગ ટોપીઓ જથાબંધ તથા છુટક મલે છે અમારી સુંદર કારીગરી જરૂર આપને સંતોષ આપશે.

એમ. જી. બીલીમોરીઆ

પંજાબ નેસનલ બેન્ક સામે બંદરરોડ–કરાંચી

**હરીદાસ**—કેમ કૃષ્ણદાસ તમો આ શું લઈને આવ્યા

**કૃષ્ણદાસ**—જુઓને આ સાટા જલેબી મેસુબ હલવો વીગેરે મીઠાઈઓ લેઈ જાઉં છું. ( બતાવે છે )

**હરીદાસ**—માલતો બહુજ સારો અને સરસ કહો કઈ દુકાનેથી લાવ્યા

**કૃષ્ણદાસ**—બોલટન મારકેટ પાસે જે પંજાબી ધના હલવાઈની દુકાન આવેલી છે ત્યાંથી.

**હરીદાસ**—પણ કૃષ્ણદાસ હું તો સદરમાં રહું છું એટલે ત્યાં છેટું પડે. તેનું

**કૃષ્ણદાસ**—અરે તમોને ખબર નથી સદરમાં પણ તેને પ્રજાના સુખને અર્થે બીજી સાખ સમરસેટ સ્ટ્રીટમાં લીંબડા નીચે ખોલેલ છે.

**હરીદાસ**—તમોએ ઠેકાણું બતાવ્યું તેથી તમારો ઉપકાર માનું છું અને જરૂર ત્યાં જઈ હવે તેજ દુકાનેથી માલ લઈશ.

**કૃષ્ણદાસ**—પણ હરીદાસ ધ્યાન રાખજો તેની બીજી દુકાન ભભકો જોઈ ભુલી જતા નહી મેહરબાની કરી બોર્ડ વાંચજો.

**હરીદાસ**—અરે આપણે કયાં અજાણ્યા નથી હવે તે બાબત ભુલીશ નહી એક તો પઈસાના પઈસા જાય ને ખરાબ માલ ત કોણ લીએ માટે જરૂર ધનાભાઈની દુકાન ભુલીશ નહી.

**કૃષ્ણદાસ**—ઠીક પધારો ફરી કાલે મલીશું.

## પંજાબી ધના હલવાઈ

**બોલટન માર્કેટ** — **સમરસેટ સ્ટ્રીટ લીંબડા નીચે**

**બંદર રોડ કરાચી** — **કરાંચી સદર**

ગયો. બાપાલાલે મને કહ્યું કે તે દેવબાઇનું કામ હશે? પછી મેં પોલીસમાં ખબર કરી. બાપાલાલે કહેલું કે મુમતાજનો આમાં હાથ લાગે છે. મેં પોલીસમાં કહેલું કે મારાં ઘરેણાં અને બસો રૂપીયાની રોકડ નથી. ૧૧ મીની રાત્રે મને મારી ઓરત ફોજદારીમાંથી મળી. જેઠી ૧૪–૧૫ વરસની છે. કેસ તા. ૨૭ મીએ ચાલશે તાજ તરફથી મી. લોબો અને મુમતાજ તરફથી મી. ડીસા જ્યારે ફીરોજ તરફથી મી. નાદીરબેગ મીરઝાં હાજર થયા હતા.

## જેઠીના ધણીની ઉલટ તપાસ.

### કરાચી સદરના ખાસ માજીસ્ટ્રેટની કોર્ટમાં જેઠીના ધણી તેજુમલની લેવાયેલી ઉલટ તપાસ

મારી હમણાંની મા મારી ધર્મની મા છે. અમારી નાતમાં રીવાજ છે કે ત્રણેક વરસની વહુ સાસરે જાય. દશ વરસના મારા જેઠી સાથેના સંસારમાં અમારે કોઇ દીવસ અણબનાવ થયો નથી મારી સ્ત્રી જેઠીની ખરાબ ચાલ બાબત અગાઉ કોઇએ મને કહ્યું નથી તેમ મને જેઠી ખરાબ છે એવો શક કોઇ દિવસ ગયો નથી. મરનાર દેવન મારો દોસ્ત હતો પણ તે મારે ઘેર આવતો નહિ. કોઇ મને કહે તે જેઠી પાસે આવતો તો હું તે માનુ નહિ. તે માદો હતો ત્યારે મારી મા સાથે જેઠી તેને ઘેર જતી હું ૧૪ ૧૫ વરસની ઉમરે પરણેલો, જેઠી પરણી આવી ત્યારે પાડોસમાં નહિ પણ ઘરમાં છુટથી ફરતી. મેં પોલીસ રીપોર્ટમાં જેઠી ગુમ થયાની મને ખબર પડયાનું ચાર વાગે નહિ પણ છ વાગે કહેલું, મારતના અને બાપાલાલના કહેવા પરથી મારી ઓરતને ભગાડી ગયાનું મુમતાજ નું નામ મેં શક પરથી આપ્યું. મુમતાજ કે દેવબાઇએ એ સિવાય મને ત્રીજા પર શક નહોતો, પોલીસ રીપોર્ટમાં છે કે એક મુમતાજ અથવા બે બીજાઓનું એ કામ હોવું જોઇએ એમ નહિ પણ મુમતાજ–દેવબાઇ ને એ તેની દુકાને કામ કરનારનું કામ હોવુ જોઇએ. જેઠી વરંડામાં સુતી હતી. તેની પાછળ દરવાજો નથી. તે રાતે હું ૧૦–૧૧ વાગે દરવાજો બંધ કરી સુતેલો વરંડામાંથી હું સુતો હતો તે રૂમમાં થઇનેજ બહાર જવાય. રાતે કોઇ બહારથી બુમ મારે ને દરવાજો ખુલ્લો હોય તો સંભળાય, બંધ હોય તો નહિ પાંચ છ મહિના પહેલાં મારે ને મારી સ્ત્રી વચ્ચે ઘરમાં

તેણી રાંધવાનું કરતી નહોતી તે માટે તકરાર થવાથી મેં તેણીને મારેલી. ત્યારથી તેણીને મારી સાથે ભળતું નહિ એ ખરૂં નથી. તેણી એક વોરા સાથે લાગેલી હતી તે પરથી એ તકરાર થયાનું ખરૂં નથી, પોલીસ તપાસમાં મેં તેને જોયો નથી. યુસુફઅલી વોરો અમારી દુકાને આવે છે તેને આ કેસમાં પોલીસમાં જોયેલો નહિ. શોભોમલ બાવાની મારી ઓરત ઉપર બુરી નજર હોવાથી તેને આવતો બંધ કરવામાં આવ્યાનું ખરૂં નથી. ટેઉમલ મારી ધર્મની માની જાન વાળા છે. મારી સ્ત્રી જેઠી હિંદુ પાડોસીઓને ત્યાંજ જતી.

## જેઠી ઉપર છરો બતાવી થયેલા બળાત્કાર.

કરાચીના સદરના ખાસ માજીસ્ટ્રેટ ખા. બ. અરદેશર મામાની કોર્ટમાં આજ રોજ તેજુમલ પસારીની ઓરતને ભગાડી જવાના આરોપસર મુમતાજ, દેવબાઇ અને ફીરોજ સામે મંડાયેલો કેસ આજરોજ ચાલ્યો હતો.

## જેઠીબાઇની જુબાની.

મારૂં નામ જેઠીબાઇ, ધણીનું નામ તેજુમલ-સીંધી લુહાણા ઉમર ૧૪-૧૫ વોરા બજારમાં રહું છું, મારી માનું નામ સેવા છે. બાપ મરી ગયો છે તેજુમલ સાથે સાદી કર્યા બાદ રહેવા આવી છું, મુમતાજ સામે રહે છે એટલું જાણું છું. તેની સાથે મેં વાત કરી નથી. દેવબાઇ મારી સામે રહે છે એને હું છ સાત મહિનાથી ઓળખું છું. તેનું મારી જાત વાળીને ઘેર મારી આવજા હોવાથી તેની ઓળખાણ થઇ. તે પછી દેવબાઇ મારા ઘરમાં મને મળવા આવતી જતી. તેની મારા મરદને કે સાસુને ખબર નહોતી દેવબાઇ આવીને મને કહેતી તું મુમતાજ પાસે જા, તને ખુબ દાગીના પહેરવા આપશે. ને તને ખુશી કરશે. દેવબાઇએ આવી વાત ત્રણ ચાર વખત મને કહેલી. તેણીએ મને ૧૧ દિવસ પહેલાનાં રવીવારે કહેલું. તે દિવસ તે સાંજે પાંચ વાગે આવેલી મારા ધણી અને સાસુ ઘરમાં નહોતાં આવા રોજના લાલચથી મારૂં મગજ ફરી ગયું, દેવબાઈ કહે કે હું તને રાતે ૩ા વાગે તેડવા આવીશ. તું આવજે, ને મુમતાજ તને તેના મુલકમાં લઇ જશે. દેવબાઇ કહે તારાં ઘરેણાં મને આપી દે, હું ઘરેણાં આપતી નહોતી પણ તે જબરજસ્તી કરી

મારા શરીર પરથી ઉતારી મેં મારે હાથેથી તેણીને દીધાં. મેં મારા ધણીને કે સાસુને એ વાત કહી નહિ. દેવબાઇએ તે રાતે મુમતાજની દુકાન પર એક એરીંગ મારા કાનમાંથી ઉતારી લીધેલું. તે રવીવારની રાત્રે મારા ઘર વરંડામાં હું સુતેલી. દેવબાઇ રાત્રે ૩ા વાગે ઉઠાડવા આવી. ને મને નીચેથી "જેઠી–જેઠી" કહી બોલાવી. હું દરવાજો ખોલી નીચે આવી તેણીએ મારો હાથ પકડી મને કહે ચાલ મેં બુમ પાડી એટલે તે મારા મોં પર હાથ દઈ મને ખેંચીને મુમતાજની દુકાને લઇ ગઇ. મુમતાજ જાગતો બેઠો હતો. મુમતાજે દેવબાઇને સાલ દઇ કહયું કે આ જેઠીને ઓઢાડો. પછી દેવબાઇ દુકાને બેઠી રહી અને મુમતાજ મને હાથે પકડી લઇ ગયો. મુમતાજનો દોસ્ત (ફીરોઝ) બહાર ઉભો હતો. મુમતાજ કહીને ગયો કે આને બેસાડ હું સવારે આવીશ. ફીરોઝે તે રાત્રે ચાર વાગે મારી મરજી વિરૂધ મારા ઉપર બળાત્કાર કર્યો. સવારે આઠ વાગે મને તેના ઘરમાં બૈરાં છોકરાઓ વચ્ચે રાખી ફીરોઝ જતો રહયો મુમતાજ બપોરે બે વાગે ફીરોઝ સાથે આવ્યો. તેઓ આપસમાં વાતો કરતા હતા કે આના દાગીના બનાવ–કપડાં બનાવ. પછી મુમતાજ ચાલી ગયો. ફીરોઝ દિવસના પાંચ વાગે આવી મને નીચે ઓરડીમાં તાળું લગાવી પુરી ગયો. રાત્રીના નવ વાગે તાળું ખોલી તે મારી પાસે આવ્યો ને ફરીવાર તેણે મારી ઉપર બળાત્કાર કર્યો ને પછી મને અગાસીમાં લઇ ગયો. ત્યાં બધાં સાથે હું બેઠી હતી બધાએ રોટી ખાધી મે એક ટુકડો ખાઇ પાણી પીધું. બઇરાં નીચે ચાલી ગયા હું ઉપર હતી અને ફીરોજ એકજ બીસ્તરા ઉપર ફીરોજ સુતો હતો અને હું બેઠી હતી. પોલીસ ઉપર આવી તે તેને અને મને છુપાવા ગયો પણ પોલીસે અમને પકડયા. પોલીસે ફોજદારીમાં મારી જુબાની લીધી. ને મને મારા ધણી તેજુમલને સોંપી ૧૧-૧૨ વાગે અમે ઘેર ગયા દેવબાઇની જબરજસ્તીથી રવીવારની રાત્રે મે મારૂં ઘર મુકયું હતું ફીરોઝનાં ઘરમાંથે મારી મરજી વિરૂધ્ધ મને પુરી રાખવામાં આવેલી. મારી ઉપર બળાત્કાર કરતી વખતે મારી ગરદન પર છરો રાખી ફીરોઝે કહેલું કે અહીં સુઇ જા. કેસ મુલતવી રહયો છે.

### જેઠી બાઇની લેવાયલી ઉલટ તપાસ "મુમતાજ મારા ભાઇ જેવો છે."

અને મારા વિવાહની વાત યાદ નથી હું ૧૧ વરસની હતી

ત્યાં સુધી ફગાચીમાં બહાર આવ જા કરતી પરંતુ તે પછી નહિ. મુમતાજ ત્યાં બાર મહીના થયા આવ્યો છે. તે સમય દરમ્યાન મુમતાજે મને તેની દુકાનેથી ઇસારા કર્યા નથી તેમ મેં પણ તેને ઇસારા કર્યા નથી હું મારી બારીમાંથી લોકોને ઇસારા કરતી અને લોકો ત્યારથી મારી વાતો કરવા લાગ્યા એ ખરૂં નથી હું મુમતાજને મારા ઘરની બારીમાંથી દીવસનો જોઈ શકું પણ રાતના એને દેખી શકું નહિ. હું તેને મારા ભાઇની નજરે જોઉ છું તેને અંધારામાં જોઇ શકું નહિ. મને મુમતાજની કયારેય જરૂર પડી નથી કારણ કે હું મારા ધણી સાથે સુખી હતી મારો ધણી મારી ઇચ્છાઓ પુરી કરતો પહેલ વહેલી અડચણમાં આવી તે પછી ને મહીનેથી હું મારા ધણી સાથે સુતી. દેવબાઇ આવીને મને મુમતાજ માટે લલચાવતી. પણ મુમતાજે મને સીધું કહેલું નહિ. મેં મારા ધણીને કે મારી સાસુને કહેલું નહિ કે દેવબાઇ મને મુમતાજ માટે કહેતી હતી. મને એવી લાલચ આપવામાં આવેલી અને દેવબાઇએ ખાત્રી આપેલી કે મુમતાજ તને અહીં મળે છે તે કરતા વધુ ઘરેણા અને લુગડાં આપશે. મારી સાસુ બહાર હોવાથી ઘરેણાંની પેટીની ચાવી મારી પાસે હતી. મેં ઘરેણાં દેવબાઇને આપ્યા. એ ચોરી નહોતી પણ ચોરી કહેવાય ખરી

બાદ ઉલટ તપાસ મુલતવી રહી હતી આરોપી મુંમતાજ તરફથી મી. ડીસા તેમજ ફીરોઝ તરફથી મી નાદીરબેગ મીરઝા બેરીસ્ટર હાજર થયા હતાં. દેવબાઇ તરફથી કોઇ વકીલ છે નહિ.

## જેઠી–મુમતાજ કેસમાં દાકતરની જુબાની.

ડોકટરની જુબાની- મેં જેઠીને તેની ઉમર માટે ૧૨ મી જુને તપાસી હતી મારો મત છે કે તેની ઉમર ૧૫ થી વધુ અને સોળ વરસની નીચે છે. મને પોલીસવાળાએ કહેલું નહિ કે જેઠી ભગાડેલી છોકરી છે ને તે સગીર વયની છે મેં તેને સવાલો પણ કરેલા નહિ. તેમ તેણે મને જેઠી સોળ વરસની નીચેની હોવાનું સર્ટીફીકેટ આપવા મને કહેલું નહિ. જેઠીને મેં પુછતાં તેણીએ જણાવ્યું કે તેણી ગઈ સાલ બહાર ( અટકાવ ) બેઠી હતી તેણીના

દાંત ઉપર ચઉદ અને નીચે પણ ચઉદ છે તેણીની છાતી બરાબર ખીલેલી છે. એ ઉપરાંત તેણીની ઉંચાઇ અને વજન પણ મેં જોયું. મેં જેઠીને તપાસી ત્યારે તેણી માસીક અડચણ ( બહાર બેસવું ) મા હતી. સીવીલ સરજને તેણીના દાંત, છાતી અને બાલ તપાસ્યા હતા. એક સ્ત્રી માસીક અડચણમાં હોય ત્યારે તેણી સાથે બદકામ કરે એ સાવ સંભવીત છે તે કદાચ નુકસાન ન પણ કરે અને નુકશાન કર્તા થઇ પણ પડે. મને કોઇએ ખબર આપેલી નહિ કે જેઠીને ભગાડી જવામાં આવી હતી અથવા તો તેણી પર મુસલમાને બળાત્કાર કર્યો હતો.

આજ રોજ ઉપલો કેસ ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ મી. અરદેશર મામાની કોર્ટમાં નીકળતાં નીચે પ્રમાણે જુબાનીઓ લેવામાં આવી હતી.

## સોની બાપાલાલની જુબાની.

દેવુબાઇને હું જાણું છું તે મારા ઘર પાસે રહે છે જ્યારે હું રવીવારે દોઢ વાગ્યે લગભગ બહારથી આવ્યો ત્યારે દેવુબાઇને મુમતાજના ઓટલા ઉપર બેઠેલી જોઇ હતી મે પુછ્યું કે તું શા માટે બેઠી છો ? જવાબમાં તેણે કહ્યુ કે ઘરમાં ગરમી થાય છે એટલે બેઠી છું. પછી હું મારે ઘેર ગયો અને સુઇ ગયો અઢી વાગતાં હું કાકુસ જવા નીકળ્યો તો દેવુબાઈ ત્યાંજ બેઠેલી હતી મે ત્યારે તેની સાથે વાત કરી નહી હું સીધો ઘેર ગયો બીજે દીવસે સવારે ૧૦ બજ્યાના અરસામાં જેઠીબાઇ ભાગ્યાના ખબર મળ્યા અને માણુસો પોકાર કરવા લાગ્યા ત્યારે મેં તેના ધણીને જઇ કહયું કે રાત્રે મુમતાજના ઓટલા ઉપર દેવુબાઇ બેઠી હતી મને તેણીના ઉપર શક છે માટે તપાસ કરો. ઉલટ તપાસમાં તેણે કહયું કે હું કરાંચીમાં ૨૦ વર્ષ થયાં રહું છું. તેજુમલના ઘર પાસે ૧૫ વર્ષ થયાં રહું છું. તેના સગા વ્હાલાંને ઓળખું છું તેજુની મા તેની સાથે રહે છે તે તેના ધરમની મા છે જ્યારે તેના ઘર પાસે રહેવા ગયો ત્યારે તેના લગ્ન થયેલ હતા. જેઠી અમારાં છોકરા સાથે રમતી દેવુબાઇ જ્યારે મુમતાજના ઓટલા ઉપર બેઠી હતી ત્યારે મુમતાજના ઘરનો દરવાજો ખુલ્લો હતો પણ મુમતાજને મે

જોયો નહોતો હું રોજ સાડા સાત વાગતા દુકાન બંધ કરી દોઢ કલાક ફરવા જાઉં છું. મારા ઘરમાં મોરી છે પણ ફાકુસ નથી કાકુશ કંપાઉંડમાં છે. ગલીમાં બન્તી છે. દેવુબાઇને હું સારી રીતે ઓળખું છુ તે મારી જાતવાળી નથી મે દેવુબાઇને મુમતાજના ઓટલા ઉપર બેઠેલી જોઇ તેથી મને શક ગયો એટલે મે તેજુમલને કહયું કે દેવુ બાઇ ઉપર મને શક છે.

દેવુબાઇની ચાલ બહાર સારી કહેવાતી નથી તેજુના ઘર પાસે હું રહેવા ગયો ત્યારે તેજુની ઉમ્મર ૧૪ વર્ષની હતી; જેઠીને માટે ખરાબ વાત કદી સાંભળી નથી.

દેવુબાઇએ બાપાલાલને પુછયું કે હું કયાં ઓટલા ઉપર બેઠી હતી ? પરંતુ બાપાલાલે સોગન પુર્વક કહયુ કે તે ઓટલા ઉપર બેઠી હતી દેવુબાઇ ઉપર મે રાત્રે તેને જોઇ ત્યારે શક ન હતો, પરંતુ સવારે મને શક આવ્યો એટલે મે તેજુને કહયું. વિગેરે

## મી. ગુલામ અકબરની જુબાની.

પહેલો રીપોર્ટ પોલીસ ઇન્સ્પેકટરે સવારે ૧૧ વાગે ૧૧ મા એ નોંધેલો તે રીપોર્ટ મને આપતાં મેં તપાસ માંડી ને કહેવા મુજબ હું મુમતાજની દુકાને ગયો. જે મુમતાજ પર શક મુકાયો હતો. પણ તે દુકાને નહોતો. આ દિવસના ૩॥ વાગે બન્યું ત્યાં ફરીયાદીએ કહયું કે દેવબાઇ પર પણ મુમતાજ માફક મને શક આવે છે, તપાસ પરથી દેવુબાઇ તેણીના ઘર બહાર માલુમ પડી. દરમ્યાન મેં ગોપાલ મોચીની જુબાની લીધી. ને મેં મુમતાજને માટે તપાસ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ. દેવુબાઇને મેં સાંજે આશરે ૬॥ વાગે પકડી. તેની તપાસ લીધી મુમતાજને છોકરીની તપાસમાં રાતના ૯ ૯॥ મને ખબર મળી કે જેઠીબાઇને મુમતાજે ફીરોઝદીનના ઘરમાં છુંપાવી છે. હું ફીરોઝને ઘેર જવા ઉપડયો. બે મશીરોની હાજરીમાં મે જેઠીને ફીરોઝ સાથે હાથ કરીને તે માટે મશીરનામું કર્યું. જેઠી અગાસીમાં ફીરોઝ સાથે બેઠલી હતી મેં ફીરોઝને પકડી છોકરી હાથ કરી. ફીરોઝ અને જેઠી બેઉ બીસત્રા પર પડયા હતા અમને જોઈ તેઓ ઉભા થઇ ગયાં. ચારેક વાગે

મને મુમતાજ જેઠીની તપાસ કરતાં ખબર મળેલી કે મુમતાજ ફીરોઝની દુકાન અને ઘરવાળી ગલીમાં જતો દેખાયો હતો. મે ફીરોજની જુબાની લીધી. મને ખબર પડી કે ફીરોજ અને મુમતાજ દોસ્તો હતા. ફીરોજ મને ગલીમાં મળતાં મેં તેની પાસેથી મુમતાજ અને ભગાડેલી છોકરી સંબંધમાં પુછતા તે કહે કે હું કાંઇ જાણતો નથી. રાત્રે જયારે મેં ફીરોજને ૯-૪૫ કલાકે પકડયો ત્યારે જેઠીની જુબાની લીધી

આરોપી મુમતાજને વકીલ મી. ડીસા પોલીસ સ્ટેશને તેને જામીન પર છોડવાના કોર્ટના હુકમ સાથે લાવેલા એક જાસુસે મને રાત્રે ૯ા વાગે ખબર આપેલી કે જેઠીને ફીરોઝને ત્યાં છુપાવેલી ને એઓ અગાસી પર છે તેથી હું ત્રણ પોલીસ લઇ મોટરમાં ગયો એકને નીચે રાખી મશીરો સાથે હું ઉપર ગયો. જેઠીને ફીરોઝ જાગતાં પડયાં હતાં. જેઠીને મોટરમાં ઘાલી હુ પોલીસમાં લઇ ગયો. પાછળ માણસો દોડતાં આવ્યાં તેમને બહાર કાઢી મેં જેઠીને જુબાની લીધી. જેઠીએ કહેલું કે ફીરોઝે મારા પર બે વાર બદકામ કરેલું તે મને ગમતું નહોતું પણ મેં તે સામે વાંધો લીધેલો નહિ. જેઠીએ તેણી પર બળાત્કાર થયાની વાત કરેલી નહિ દેવુબાઇ સાંજના ૬ાા થી રાત્રે જુબાની લેવાઇ ત્યાં સુધી પોલીસ ચોકીમાં હતી. મેં તેની દીકરી દીવાળી જે જેઠીનાં ઘરેણા લઇ ગયેલી તેની જુબાની લીધી હતી.

આ પહેલાં બાપાલાલ સોનીની જુબાની લેવાયેલી. ને લાંબી જુબાની દરમ્યાન કહે કે મારે મુમતાજ સાથે સોનીના ધંધામાં દુશ્મની નથી.

## અલારખીયાંની જુબાની.

ફીરોજનું ઘર મસ્જીદ પાસે આવેલું છે ત્યાં મને પોલીસ રવીવાર રાત્રીના ૯ બજયે પંચ તરીખે લઇ ગયા હતા જયારે હું ઉપર ગયો ત્યારે જેઠી સુતી હતી અને ફીરોજ બેઠો હતો છોકરી હિંદુ જાતની વાણીઆણી હતી અમો સુબેદાર સાથે ઉપર ગયા

અને ફીરોજને પકડયો હતો. હું ફીરોજને ઓળખુ છું.

બારીસ્ટર મી. ડીસાએ ઉલટ તપાસમાં પુછતાં તેણે કહ્યું કે જેઠીને પોલીસે કંઇ પણ કહ્યું નથી જેઠી સુતી હતી અને ફીરોજ બેઠો હતો. સુબેદાર પંચ તથા પોલીસ ઉપર ગયા હતા સુબેદાર જેઠીને હાથ ઝાલીને ઉઠાડી હથી અને ફીરોજને પકડયો હતો.

## ગોપાલજી જેઠા મોચીની જુબાની.

હું મુમતાજને ત્રણ માસથી જાણું છું.

મોચી ગલીમાં રહું છું મુમતાજ મને પોસ્ટ ઓફીસ પાસે મળ્યો ત્યારે કહ્યું કે જેઠી ચાલી ગઇ છે કયાં ગઇ મને પતો નથી જેઠી મારી પાસે આવી હતી હું પેલા નાસ્તો ખાધા પછી સાડા બાર વાગતા મુમતાજની દુકાને ગયો મુમતાજ દુકાને ન હતો. હું પાછો આવતો હતો ત્યારે પોલીસે મને બોલાવી લઇ ગઇ મુમતાજને મારે આગલી દોસતી છે.

મી. ડીસોઝાના સવાલના જવાબમાં તેણે કહ્યું કે મુમતાજને ઘેર હું ગયો ત્યારે વજુ નામનો છોકરો બેઠેલો હતો મેં તેની સાથે વાતચીત કરી ન હતી. જયારે મને પકડી લઇ ગયાં ત્યારે મુમતાજ દુકાનમાં બેઠેલો હતો પોલીસવાળાએ તેને જોયો હતો પોલીસે તેની સાથે કંઇ વાત કરેલી ન હતી.

## મુમતાજની જુબાની

હું કાંઇ જાણતો નથી તેમ કહેવા માંગતો નથી. આ કેસ ખોટો છે.

## દેવુબાઇ દરજણની જુબાની.

હું સદરમાં ન હતી પણ રણછોડ લેનમાં નાતનું જમણ હતું ત્યાં હતી છોકરી રમતી હતી તેને જેઠી આ ઘરેણાં મુમતાજને પાલીસ કરાવવા માટે આપ્યાં હતા પોલીસે ઝાડો લીધો ત્યારે મેં ઘરેણાં તેની રૂબરૂ મારે હાથે આપ્યાં પોલીસે કઢાવેલ નથી શનીવાર રાત્રે બે બજયે હું ગરમીને લીધે બહાર બેઠી હતી.

# પંજાબી ધના હલવાઇની અપ–ટુ–ડેટ ફેશનની દુકાનની વીઝીટ લેવા ન ચુકતા.

અંદર રોડ બોલ્ટન માર્કેટ પાસે કરાચી | સમરશેટ સ્ટ્રીટ લીબડા નીચે કરાચી સદર

છગન–કેમ ભાઇ, મોહન આજે હોલી ડે છે માટે કઇ તરફ જશું?

મોહન–મારો વિચાર આજે કમારી જઇ દરીઆની સહેલ કરવા વિચાર છે.

છગન–તો ચાલો હુ પણ તઇયાર છુ પણ ત્યાં જતા પહેલા જરૂર મોડું થઇ જાશે.

મોહન–તો શું હરકત છે રસ્તામાં બોલ્ટન માર્કેટ પાસે ધના હલવાઇની મીઠાઇની દુકાન આવેલ છે ત્યાંથી નાસ્તો લઇ લેશું.

છગન–ઘણુ સારૂ બતાવ્યુ કેમ જે આજકાલ મોટા મોટા બોર્ડો લગાવી દુકાનો વધી પડેલ છે પણ ઉપરથી અચ્છીબની સપજ્યા છે

મોહન–કેમ અંદર શું જોવામાં આવે છે?

છગન–અંદર જુઓ તો ચોખા ઘીને બદલે હલકા ઘીને માલ બનાવી પોતાના ખીસા ભરતા નજરે પડે છે ધનોભાઇની દુકાને એકવાર તમો તપાસો તો ખાત્રી થશે કે કમાણી । મોહ નહી રાખતા ગરાગને સારો માલ કેમ દેવો તેજ ઉપર પોતે ધ્યાન આપે છે.

મોહન–તો ચાલ જલદી તઇયાર થા હું પણ તઇયાર થઇ આવું છું અને માલ લઇ ફરવા જઇએ

છગન–ચાલો બંને જાય છે

મને ઘરેણાં માટે પોલીસે પકડેલ છે મારી છોકરીને જેડીએ ઘરેણાં આપ્યાં પછી તે રણછોડ લેનમાં જ્યાં જમણ હતું ત્યાં મારી પાસે આવી ઘરેણાની પોટકી મને આપી અને કહ્યું કે જેડી ભાગી ગઇ છે હું જેડીને ઘેર કોઇ દિવસ ગઇ નથી મે તેની સાથે કદી વાત કરી નથી મારા ઘરમાંથી ઘડીયાલ નીકળી તે મને જેડીએ રીપેર કરાવવા આપેલ હતી.

## ફીરોઝની જુબાની.

આગલે દિવસે મુમતાજ મારી પાસે મકાન ભાડે લેવાને માટે આવ્યો હતો મેં તેને કહ્યું કે અમારા ઘર નીચે એક જગ્યા ખાલી છે ભાડું રૂપીઆ ૭ છે. મને કહ્યું કે મારા બાળ બચ્ચાં આવવાના છે માટે ચાવી આપો મને એક માસનું ભાડું પણ આપેલ છે જ્યારે હું તા. ૧૧ ના રાત્રે દુકાન બંધ કરી ઉપર ગયો ત્યારે એક બાઇ મારા બાળ બચ્ચાં સાથે ઉપર રોટી ખાતી હતી મેં પુછ્યું કે કોણ છે તો મારી ઓરતે કહ્યું કે આપણા નવા ભાડુતની સ્ત્રી છે પછી હું ઉપર સુવા ગયો એટલે જેડી ઉપર આવી મને કહેવા લાગી કે પોલીસો તમોને અને મને પકડવા આવ્યા છો જેડીને પોલીસે હાથ કરી અને મારા હાથ બાંધી મને પોલીસ લઇ ગઈ મેજીસ્ટ્રેટના સવાલના જવાબમાં કહ્યું કે મે જેડીની સાથે બીલકુલ બદકામ કરેલ નથી.

## જેડીની ઉલટ તપાસ

આજે ખા. બ. મામાની કોર્ટમાં ફરી ઉપલો કેસ નીકળ્યો હતો મીરઝાં નાદીર બેગ બારીસ્ટરે જેડીની ઉલટ તપાસ લીધી હતી તેમાં જેડીએ નીચે પ્રમાણે કહ્યું હતું. દેવુબાઇએ આગલે દીવસે મને મુમતાજને ત્યાં લઇ જવાનું કહ્યું હતું. રાત્રે મારે ઘેર સાડા ત્રણ વાગે હું સુતી હતી ત્યારે મને નીચેથી દેવુએ સાદ કર્યો મને બોલાવવાનું આગળથી કહ્યું હતું હું નીચે દેવુ પાસે દાગીના માંગવા આવી હતી દેવુ મારા દરવાજા પાસે ઉભી હતી. મે દેવુને કહ્યુ કે તું બીજી વખત મારે દરવાજે નહીં આવજે મારા દાગીનો મને સોંપી દે મને હાથ ઝાલી ઘસડવા લાગી મેં બુમ પાડી. મુમતાજને ઘેર મને જબરજસ્તીથી લઇ ગઇ મુમતાજ તેની દુકાનમાં સુતો હતો તેને હાથ ઝાલી ઉઠાડયો દુકાનમાં તે એકલો હતો હું દુકાનમાં

આગલા ભાગમાં ગઇ દેવુબાઇએ મારા મોઢા ઉપર હાથ રાખેલ હતો. મુમતાજે મારી સાથે વાત કરી નહતી. દેવુ મને બુરા કામ સારૂ લઇ ગઇ હતી પણ મુમતાજ મને બ્હેન તરીખે ગણુતો મુમતાજે મને એમ ન કહયું કે તું મારી બ્હેન છો તું પાછી જા તેણે મને પ્યાર પણ નથી કર્યો મને ફીરોઝદીન આગળ લઇ ગયો હું આગળ ચાલતી હતી. મુમતાજે કહેલું તું આગળ ચાલ હું પાછળ ચાલું છું હું નહોતી જાતી તો જબરદસ્તીથી લઇ ગયો મારો હાથ ઝાલીને કહેલું કે તુ નહી ચાલ તો મારીશ હું બુમ પાડુતો મને મારની બીક મુમતાજે દીધી હતી દાગીના દેવુબાઇ પાસે હતા મને દેવુ બાઇએ પાનમાં કંઇક ખવરાવેલ તેથી મારૂ મન તેની સાથે જવાનું થયેલ તેથી હું ગઈ હું પાન ખાતી નહતી પણ જબરજસતીથી દેવુબાઇએ મને પાન ખવરાવ્યું.

સવારના સાડા પાંચે પાન ખાધેલ તે સાડા ત્રણ સુધી મારૂ માથુ દુઃખતું હતું દેવુંની દીકરી દીવાળીને ઘરેણાં આપેલ; દેવુબાઇને ઘરેણાં આપ્યાં તે વાત સાચી નથી. પાન ખાધા પછી અરધા કલાકે દીવાળી આવી હતી મને દીવાળીએ કહયું એટલે મે ઘરેણાં આપ્યાં મુમતાજને પાલીસ કરવા ઘરેણાં નહોતા આપ્યાં મુમતાજને ત્યાં ગઈ ત્યાં સુધી રસતામાં વાત થઇ નથી.

ફીરોઝદીનના દરવાજા પાસે બે ત્રણ જણા સુતા હતા, મુમતાજે ચલમ માંગી હતી મે ન્હોતી માંગી જેની ચલમ માંગી તે માણુસ સુતો હતો ત્યાં ચાર પાંચ માણુસ સુતા હતા રસતામાં બીસ્કુટવાળાની દુકાન કંપાઉન્ડમાં છે, જયારે હું ગઇ ત્યારે અંધારી રાત હતી મને ફીરોઝદીન માથે લઇ ગયો ત્યાં ફીરોઝદીનની ઓરત રહેતી હતી તે પહેલાં નીચે બેઠો હતો.

મને મુમતાજ મુકી ગયો ફીરોઝ સાથે મુકીને ચાલ્યો ગયો બાળ બચ્ચાં વીગેરે સાથે મને ખાટલે બેસાડી થોડીવાર પછી બાળ બચ્ચાં નીચે ગયાં અમો જયારે એકલા રહયા ત્યારે ફીરોજદીને મારી સાથે પહેલુ બુરૂ કામ કર્યું ફીરોજદીને મને બીજી કાંઇ વાત કરી નથી ફીરોઝદીનની ઓરતને મારી સાથે બુરૂ કામ કરવાની વાત મેં કહી હતી પછી ફીરોઝદીન બુરૂ કામ કર્યાં બાદ ચા પીવા ચાલ્યો ગયો પાછો આઠ બજે આવ્યો હું ચુપ બેઠી હતી તેણે

આવી મારી સાથે કંઈ વાત કરી નહતી બે વાગ્યે ફીરોઝદીન અને મુમતાજ સાથે આવ્યા ને મે દેખ્યા પણ મેં તેઓની સાથે વાત નહોતી કરી પાંચ બજયે ફીરોઝદીન આવ્યો ત્યારે મને નીચે કોટડીમાં બંધ કરી ચાલ્યો ગયો કંઇ વાત થઇ ન હતી નવ બજયે પાછો ફીરોજદીન મને ઉપર અગાશીમાં લઇ ગયો અને મારી સાથે ફરી બુરૂ કામ કર્યું ત્યાર બાદ લગભગ..................કલાકે તેના બાળ બચ્ચાં આવ્યા ત્યાર પછી મે ફીરોઝને કહયું કે તમો મારાં ઉપર જુલ્મ કરો છો અને તેણે જવાબ દીધો નહિ.

પોલીસ આવી ત્યારે બાળ બચ્ચો સાથે ફરોઝ દુનીયાદારની વાતચીત કરતો હતો હું ચુપ બેઠી હતી મને ખાત્રી હતી કે મારો ધણી મારી તપાસ કરાવશે મે તેઓને એમ કહયું પણ હતું ફીરોઝે કહયું કે તારો ધણી આવી ગમે તે કરે **અમારો પીર જોર છ** તને મારયા વીના છોડશું નહી આરોપી ફીરોઝ બીલકુલ બે દરકાર હતો તેને નથી **ખુદાની કે પોલીસની કે કોરટની** પરવા પોલીસ આવી ત્યારે જવાબદાર મને છુપાવવાનું મેં કહયું ન હતું. મેં કહયું કે મને છુપાવ નહિ તો પોલીસ પકડશે અને તમારૂં ખાણું ખરાબ થશે પોલીસ નીચે હતી ત્યારે ફીરોઝ મને છુપાવવાનું કરતો હતો મે ઇન્કાર કરયો પોલીસ મને ફોજદારી લઇ ગઇ ત્યારે દેવુ પણ હતી. પોલીસે મારી જુબાની લીધી દેવુંબાઇએ મારાં ઘરેણાં લીધાં હતા કે નહી તેમ પોલીસે પુછ્યું દેવુબાઇ એ સાડીને છેડેથી ઘરેણાં છોડી આપ્યા હતા પોલીસ ફીરોઝને ત્યાં આવી ત્યારે મારા સગાં વ્હાલા સાથે હતા મને પકડવા આવ્યા ત્યારે હું રાજી થઇ ફીરોજને પોલીસ પકડી ગયા પછી મને જરાય ડર હતો નહી.

મારો મરદ મરદાઇમાં નથી એવું જે મે પોલીસમાં લખાવેલ પણ તે વખતે મારો ધણી બીમાર હોવાથી મે લખાવેલ મુમતાજ મારે ઘરે ચોથે દીન આવતો હતો એમ પોલીસમાં લખાવેલ તે વાત મને યાદ નથી પોલીસમાં લખાવેલ કે મુમતાજ ઉપર હુ આશક હતી તેના જવાબમાં જેઠીએ જણાવ્યું કે તે મે લખાવેલ નથી પોલીસમાં લખાવ્યું હતું કે દેવીબાઇ મારા ઘરની નીચે બેઠેલ હતી તેના જવાબમાં જવાબ આપેલ કે પોલીસમાં શું લખાવ્યું તેની મને ખબર નથી. તમોએ પોલીસમાં લખાવેલ કે મુમતાજ

---

મને સીધો ફીરોઝદીનને ઘેર લઇ ગયો ત્યારે ફીરોઝદીન સુતો હતો અને તેને ઉઠાડયો અને મુમતાજ મને મુકીને ગયો અને હમણાજ કોર્ટમાં તમે બોલ્યાં કે ફીરોઝદીન દરવાજા પાસે ઉભો હતો તેમાં સાચુ કયું તેના જવાબમાં જેડીએ જવાબ આપેલ કે ઉભો હતો તે વાત મને યાદ નથી પણ મુમતાજ ફીરોઝદીનને મને સોંપી ગયો હતો ફીરોઝદીને મારા ઉપર બે વાર બુરૂ કામ કરેલ પહેલું સવારે અને પછી બીજીવાર સાંજે પાંચ વાગે કામ કરેલ.

તમો પોલીસમાં બોલેલ કે મારો ધણી ખદડો (નપુંસક છે) એ વાત સાચી તેના જવાબમાં જણાવેલ કે તે મને ખબર નથી.

પુછાણુ કે—તમે પોલીસમાં લખાવેલ છે કે મારા મરદ તથા સાસુ સંતાપતા હતા તે સાચુ. તેના જવાબમાં બોલેલ કે હશે.

તમો પોલીસમાં બોલ્યા છો કે હું ખુશીથી ગઇ હતી તે વાત સાચી.

જવાબમાં બોલી હશે પણ મને યાદ નથી ફીરોઝે મારા ઉપર જબરજસ્તીથી બુરૂં કામ કર્યું તેમાં જો કે હું રાજી નહોતી પણ મેં બુરા કામ કરવા સામે કાંઇ વાંધો નહોતો લીધો તે વાત સાચી જવાબમાં યાદ નથી.

માજીસ્ટ્રેટ—માણસને મોઢામાં દાંત કેટલા હોય. જવાબ—બત્રીસ.

માજીસ્ટ્રેટ—તારા કેટલા છે? જવાબ—બત્રીસ.

માજીસ્ટ્રેટ—ગણોજી. જવાબ—ગણવાનુ કહેતા ગણેલ નહોતા.

અહિં મી. મીરઝાંએ જુબાની પુરી કરેલ હતી.

ત્યાર બાદ મુમતાજની વતી મી. ડી. સા. બારીસ્ટરે જેડી બાઇની ઉલટ તપાસ લીધેલ હતી.

જયારે સેવનમાં હતી ત્યારે હું ત્રણ વરસની હતી. અને મારી મા પાસે રહેતી હતી. જયારે મારી શાદી થઇ ત્યારે હું મારા મરદને પીછાનતી ન હતી શાદી થયા પછી હું કરાંચીમાં આવી હતી. અને હું પાડોસીને જે અમારા પાડોશમાં રહેતા તેને પીછાનતી. અને છોકરીઉં સાથે રમતી સોની બાપાલાલને હુ પીછાનતી હતી કેમ જે તે પાડોશમાં રહેતા બાપાલાલ સોનીને ૪—૫ વરસની ત્રણ છોકરીઓ છે.

# નકલી  બનાવ
# દાગીના નાર

## કરાચીમાં જુનામાં જુની એકજ દુકાન

અમો આ ઉપરથી જાહેર કરીએ છીએ કે બનાવટી દાગીના બનાવીએ છીએ કે જે બીલકુલ સાચા જેવા લાગે છે અને અનુભવીઓ પણ ઓળખી શકે એમ નથી સોંઘા માલ ખરીદ કરનારને થોડું કમીશન લઇ ખરીદ કરી સકે છે. વેચાણને માટે જથ્થો હંમેશાં તઇયાર છે. અને ખાસ હુકમ પ્રમાણે માલ તુરત તઇયાર કરી આપવામાં આવે છે.

અપટુડેટ ફેશનમાં યુરોપીઅન પારસી અને બીજી બધી કોમને માફક આવે એવાં દાગીના મળી શકે છે. દાગીનાની કીમત સાચા દાગીના બનાવવાની મજુરી જેટલી બેસે છે અને વળી એ દાગીના લાંબા વખત ચાલે છે.



**બહાર ગામ માટે એજંટો જોઇએ, છીએ.**

## વલુ ગંગારામ

નકલી દાગીના બનાવનાર અને સોનાં.



**ખોડી બગીચા પાસે**

**જોડીઆ બજાર કરાચી**

## પંજાબી ધના હલવાઇ બંદર રોડ—કરાચી

સહુ ચલો ઉડાવવા મોજ
આજ જાઇએ
હલવાઈ ધનાને ત્યાં મીઠા
ઈઓ ખાઈએ
અમૃતને ભુલી જાય માલ
એવો છે
ખુબ ખાંત ધરાને માલ
ખુબ લેવો છે
ખાઈએ પીએ વળી ખુબ
ઘેર લઇ જઇએ
ચલો ધનાભાઇના દુકાને
ફરવા જઇએ

પ જા બી ધ

પ્રજાનુ માનીતુ આનંદ
અને આરામનુ' ધામ
મોજ અને શોખનું સ્થાન
પંજાબી ધના હલવાઇ
ભાટીઆ
જેની દુકાને ઘરાકોનો હર
વખત ટોળા જોયા કરો છો
એજ તેના માલની કીમત છે
અને ચોખ્ખા ઘીની મીઠાઇ
અને ફરસાણ મલે છે

પં જા બી ધ ના હ લ વા ઇ

ચોખા ઘીની; મીઠાઇઓ
બર ઘરાઉ દુધન: મસાલે
દાર પેંડા ઉંચા ઘીના ઉમ
દા સાટા જાંબુ, બરફી,
હલવો, ઘેવર, લાડુ,
ખરીદવાનુ ઉતમ સ્થાન

હ લ વા ઇ

જેને જોતાં મ્હોમાંથી પાણી
છુટે
જેને ખાતાં દીલ ખુશ
ખુશ થઈ જાય અને તાજી
જુવાની ફુટે એવી મીઠાઈ
ઓ માટે એકજ સ્થાન

પંજાબી ધના હલવાઇ સમરસેટ સ્ટ્રીટ સદર
કરાચી.

દેવુબાઇને હુ બે માસ થયાં પીછાણું છુ તે વાત ખોટી છે.

દેવુબાઇ મને બોલાવવા આવેલ હતી.

મુમતાજને દેવુબાઇએ બોલાવ્યો હતો.

મુમતાજની દુકાનમાં ગઈ ત્યારે નોકરને લાત મારી ઉકાડવાની વાત ખોટી છે.

મુમતાજ દેવુબાઇને બોલાવવા ગયેલ પછી દેવુબાઇ આવી મુમતાજ દેવુબાઇને કેમ બોલાવા ગયો તે મને ખબર નથી મુમતાજે કીધુ કે દેવુબાઇને કંઇ આપી આવું છું મુમતાઝ દેવુબાઇને બોલાવા ગયો હું દુકાનમાં એકલી ઉભી હતી મુમતાજ જયારે પાછો આવ્યો ત્યારે દેવુબાઇ ને લઇને આવ્યો હતો.

વળી એમ પણ બોલેલ કે મને મુમતાજ ઘરમાં બંધ કરી તાળુ લગાવી દેવુબાઇને લઇને મુમતાજ આવ્યો હતો દેવુબાઇ મુમતાજની સાથે આવી ત્યારે મારા ઘરેણા લાવેલ નહીં હતી વળી સવાલ પુછેલ કે તમારો મરદ-આદમીમાં (મરદાઇમાં) છે કે નહીં તેના જવાબમાં હા કહેલ હતી દેવુબાઇને મે કાધેલ નહીં હતું કે મારો ધણી (બદદો) નામર્દ છે રોરા બજારના મંદીરના બાવાને હું પીછાનતી નથી પણ બાવો કોઇ દીવસે માગવાને આવતો પણ હુ પીછાનતી નથી ત્યારે હું નાની હતી મારી સાસુ તેને લોટ આપતી અને તે લઇ જતો હતો.

વકીલે સવાલ કરેલ કે યુસફઅલી રોરાને ઘરમાં લાવેલ તેના જવાબમાં તે બોલી કે તે આપે આવેલ હતો તે કેટલી વાર આવેલ તેના જવાબમાં તેને જવાબ આપેલ કે તે એક વખત આવેલ હતો અને રાત્રીના અગીઆર વાગે આવેલ હતો કેટલા વખત આવ્યો તેની મને ખબર નથી જયારે તે રાત્રે અગીઆર વાગે આવ્યો ત્યારે મારો મરદ બાયસ્કોપ જોવા ગયો હતો મે મારી સાસુને કહેલ ખરું કે રાતે આવેલ હતો તે રોરા યુસફઅલીએ મારી સાથે બુરૂ કામ કીધેલ હતુ અને રોરા યુસફઅલીએ મને ધમકાવેલ હતી બાવાએ મારી સાથે બુરૂ કામ કરેલ નથી ટેવુંમલ મારો સગો થાય છે વકીલે સવાલ કરેલ કે ટેવુંમલના દીકરા દેવુંમલને તારી સાથે દોસ્તી હતી તે તારા ધણીને ખબર હતી? જેઠીબાઇએ કહેલ કે ખબર નહોતી.

મુમતાજ પાડાશમાં રહેતો એટલે હું તેને પીછાણું છું મુમતાજને ખબર હતી કે તમારો મરદ તમારી સાથે સારી રીતે વરતતો નથી. તેના

જવાબમાં ના કહેવામાં આવી હતી ડાકટરની પાસે હું ગઇ હતી હું પોલીસ અને મારો મરદ ગયા હતા હુ કેની મારફત ડાકટર પાસે ગઇ તેની મને ખબર નથી હુ ડાકટરે ગઇ ડાકટરને પોલીસે કાગળ આપ્યો તે મને ખબર નથી મને ડાકટરને ત્યાં તપાસ કરવાને પોલીસે કે મારા મરદે મોકલી તે મને ખબર નથી ડાકટરને મારા મરદે શુ વાત કરી તે મને ખબર નથી

ડાકટર અને મારો મરદ અંદર હતા અને હું બહાર હતી ડાકટરે મને તપાસેલ છે પડદાની કોટડીની અદંર ડાકટર મને લઇ ગયેલ તે વખતે મારો મરદ બહાર ઉભો હતો મારી તપાસ એક બુઢા ડાકટરે કરી હતી તે દેશી હતો ગોરા ડાકટરને મે દેખેલ નથી ડાકટરે મને કાંઇ સવાલ પુછેલ નથી ડાકટરે મને પુછેલ કે કેટલા દીવસ થયા હતા મે જવાબ દીધેલકે એક મહીનો થયાં છેટે થઇછું ડાકટરે કાઇ મને દાંતનું પુછેલ નથી ડાકટરે કપડાં ઉતારી મારી તપાસ કરેલ હતી.

ત્યાર પછી મી. રામચંદ્ર પોલીસ પ્રોસીક્યુટરે જેઠીબાઇને નીચેના સવાલો પુછેલ હતા.

સવાલ—દેવુબાઇ મુમતાજને ઘેર ગઇ તે વાત સાચી છે જવાબ—હા

સવાલ—મુમતાજની દુકાને ગઇ ત્યારે દેવુબાઇ હતી જવાબ—હા

સવાલ—પોલીસમાં લખાવેલ કે મુમતાજે બુરૂ કામ કરેલ નથો અને છેટે થવાના ડાઘ હતા તે વાત સાચી? જવાબ—મને ખબર નથી

## વકીલોની દલીલો.

કરાંચી સદરના ખાસ માજીસ્ટ્રેટ ખાં. બ. મામાની કોર્ટમાં સદરની સુંદરી જેઠીબાઇ વિ મુમતાજ, દેવુબાઇ દરજણ અને ફીરોજ સામેનો કેસ ચાલ્યો હતો જે વખતે દરેક વકીલોએ દલીલો કરી હતી.

પોલીસ વકીલ મી. રામચંદ્ર—આ છોકરી જેઠી તેણુ સાથે રહેતી અને તેણી ૧૦મીની રાત્રે ગુમ થવાનો પોલીસ રીપોર્ટ થયો, જેઠી મુમતાજ સાથે બદચાલમાં હતી તેમાં દેવુબાઇ ભડવી હતી ને ભગાડતાં જેઠીબાઇને સંતાડવામાં ફીરોઝ કારણ ભુત થયો પરણેલી છોકરીને ખરાબ ઇરાદાથી ભગાડવા માટેનો અને સંતાડી રાખવાનો આરોપ મુમતાજ સામે અને તેમાં મદદ કરવાનો દેવુબાઇ અને ફીરોઝ સામે મુકવો જોઇએ. દેવુબાઈ અને મુમતાજ સામે સગીર

વયની છોકરી ને વાલીપણા હેઠળથી ભગાડવાનો ૩૬૩ કલમનો આરોપ વધુ જોઇએ અને ૩૬૮ કલમનો આરોપ ફીરોઝ સામે જોઇએ. અને ૧૨૦મી કલમમાં કાવતરૂં કરવામાં ભાગ લેવાનો આરોપ બધા સામે જોઇએ. જેઠીની જુબાની પરથી સાબીત થાય છે કે તેણીને ભગાડવામાં આવી છે. ગોપાલ પાસે મુમતાજે કબુલ કરેલું કે મારી પાસે આગલી રાત્રે આવી હતી. જેઠી કહે છે કે ફીરોઝે મારી સાથે બદકામ કરેલું. મુમતાજ મારી સાથે સંબંધમાં હતો એમ તેણી પહેલી પોલીસ જુબાનીમાં કહી ઉલટ તપાસમાં તેની સાથે કાંઇ સંબંધ ન હોવાનુ જણાવી મુમતાજને બચાવી લેવાનું કરે છે તેણી મુમતાજ સાથે જવામાં ખાસેશમંદ હતી. તેણી લલચામણીથી ગઇ હતી અને પ્યારમાં તેણીને રાતનાં દેવુબાઇની મદદથી લઇ જવામાં આવી. એટલું ખુલ્લું છે કે પરણેલી જેઠી બાઇને સારા કારણ સર ભગાડીજવામાં ન આવી હોય અને તેથી આરોપી સામે ૪૪૮ અને ૩૬૩ કલમનો આરોપ મુકી શકાય. જેઠી ફીરોજ સાથે હાથ લાગી ત્યારે તેણી હિંદુ કપડામાં હતી તેથી તે જાણી શકે કે આ મુમતાજને બદલે બીજાની ભગાડેલી સ્ત્રી હશે દેવુબાઇ જેઠીબાઇની પાડોસી છે. મુમતાજ મુસલમાન એક હિંદુ છોકરી સાથે સીધો કોઇ હિંદુવાણીની વચ્ચમાં હોવા વગર સંબંધમાં આવી શકાય નહિ. દેવુબાઇ રાતના બે વાગે નહિ બહાર બેસતી હોય એવી પંડીતાણી હોય તો કોણ જાણે પણ તેની આ માટે તે રાત્રે બહાર બેઠેલી હોવી જોઇએ દેવુબાઇ પાસેથીજ જેઠીબાઇના ઘરેણાં ઘડીયાળ નીકળેલી–તે જોતાં એ પાછળ કાંઇક રહસ્ય હોવું જોઇએ. પણ હું ફીરોજ સામે જેઠીબાઇ સાથે વ્યભીચાર કરવાનો આરોપ કાયદાની રીતે આ કેસ સાથે મુકતો નથી.

મુમતાજના વકીલ–પરણેતર સ્ત્રી ભગાડવાનો આરોપ કલમ હું કબુલ કરતો નથી કારણકે જેઠી–તેજુનાં લગન થયાનો પુરાવો મળ્યો નથી એટલું ખરૂં કે જેઠી તેજુ સાથે દશ વરસ થયાં ધણી-ધણીયાણી સાથે સાથે રહેતા હોય તેના વાલીપણા હેઠળ હતી પોલીસે ૩૬૬કલમ હેઠળ કેસ ચલાવો પણ ૪૯૮ કલમ હેઠળ આરોપી કોર્ટથી ન ઘડાય કારણ કે ધણીની ફરીઆદી નથી. વળી તેજુએ કહયું નથી કે જેઠીને ખરાબ ઇરાદાથી ભગાડવામાં આવી હતી. ફીરોજની જુબાની મુમતાજ સામે કાયદા મુજબ કબુલ કરી શકાય

નહિ. કારણ કે ફીરોઝ બધો આરોપ જેઠીને ભગાડી-તેને ઘેર સંતાડી જવાનો આરોપ મુમતાજ પર નાખે છે અને બીજી વાતોમાં અજાણપણું બતાવે છે પોલીસમાં જેઠી મુમતાજ સાથેના સંબંધ કબુલ કરી કોર્ટમાં પહેલી જુબાનીમાં તે કબુલ કરી કહે છે કે હું દેવુબાઈ સાથે મુમતાજની દુકાને ગઇ હતી. ઉલટ તપાસમાં કહે છે કે હું દુકાને ગઇ હતી. જેઠીબાઇ ખરાબ ચાલની છે. તેણી કબુલે છે કે તેણી યુસફઅલી સાથે બગડેલી હતી. દેવુબાઇ અને જેઠીબાઇનુ કાવતરૂં મુમતાજ સાથે નહિ પણ ફીરોજ સાથે થયેલું હોતું જોઇએ. તેણી જુબાનીમાં બીજુ મુમતાજ સામે કહેતી નથી જેઠીબાઇ સાથે મુમતાજને કાઇ સંબંધ નથી. ઉલટું મુમતાજને ફસાવવા દેવુબાઇ-જેઠી-અને ફીરોજનું કાવતરૂં હતું, અને મુમતાજને ગંધ નહોતી. દેવુબાઇ જાણતી હતી કે જેઠી સુખી નહોતી અને વાસનાથી ભરેલી હતી તેથી તેણીને ભગાડવામાં મુમતાજને સાધનરૂપ ગણવામાં આવ્યો. જેઠીની ઉમર સગીર હોય એ માનવાને કારણો નથી અને જેઠીને શીખાડવામાં આવ્યુ છે. જેઠીએ કહેલું કે બાપાલાલની મોટી છોકરી પોતેપરણી ત્યારે નવ વરસની હતી જે અત્યારે બાપાલાલ કહે છે કે ૨૨ વરસની છે બાપાલાલ કહે છે કે પરણી આવી ત્યારે જેઠી પાંચ-૭ વરસની હતી. એ બેચાર વરસનો તફાવત સરખાવતાં જેઠી અઢારેક વરસની ઉમર લાયક ગણાય.

આરોપી ફીરોઝના વકીલ નાદીર બેગ મીરઝાં- મુખ્ય સવાલ એ છે કે જેઠી બાઇને ભગાડવામાં આવી હતી કે નહિ? ફીરોજને તે ભગાડેલી હોવાની ખબર હતી કે નહિ? કે તે ભગાડેલી હોવાની હોવા છતાં તેણે જેઠી છુપાવી અથવા પુરી રાખી કે નહિ? જેઠી જુબાની મુજબ સગીર વયની હોઇ તેણીને તેણીના વાલીપણા હદમાંથી ભગાડવામાં આવી હતી. પરંતુ તેણી સગીર વયની છે એવું કાયદા પ્રમાણે ડાક્તર શીવાય જન્મોત્રી, કે માતા કઢાવવાનું કે જન્મ તારીખનાં સર્ટીફીકેટો રજુ થયા નથી. તેણીને રાજીખુશીથી ભગાડી જવામાં આવી હતી એ સાબીત થયું છે. કાયદેસરનાં વાલીઓ અને કાયદા પ્રમાણે થતા વાલીમાં ફરક છે. સગીર વયની સ્ત્રીનો ધણી હિંદુ કાયદા પ્રમાણે એ બાઇનો વાલી છે. તેમ આમાં તેજુ જેઠી સાથે પરણ્યાનું સાબીત થાય તો જેઠીનાં વાલીપણાનો

તેજુનો હક કબુલ રાખી શકાય. મુખ્ય સવાલ ત્યાં એ ઉભો થાય છે કે તેજુ જેઠીને પરણ્યો હતો કે નહિ? ને તે માટે સાબીતી આપી લગ્ન પુરવાર કરવા જોઇએ. પણ આમાં તો જેઠી અને તેજુના લગ્ન થયાની જુબાનીઓ પડી નથી. લગ્ન કરાવનાર બ્રાહ્મણ, મા બાપ, સગાઓ કે જાનમાં હાજર રહેનારાઓના નામજ દેખાતાં નથી. કદાચ લગ્નની જુબાની મળી શકે પણ તે બોલાવવામાં આવી નથી; જેઠી કહે છે કે મને મારા લગ્ન થયાનું યાદ નથી. તેમ જેઠી માટે તેજુનાં વાલીપણાં માટે જુબાની પડી નથી. એ જોતાં આરોપ મુકવાની પહેલી કલમ (કે જેઠીને ભગાડવામાં આવી હતી અથવા તેણીને કાયદેસરનાં વાલીપણા હેઠળથી ભગાડવામાં આવી હતી) એ કલમો લાગુ થતી નથી, કહે છે કે ફીરોઝ જાણતો હોવો જોઇએ કે જેઠી ભગાડેલી હતી. પરંતુ ખરી રીતે ફીરોઝ જેઠીને ઓળખતો નહોતો. તેને જે કાંઇ ખબર મળી હોય તે મુમતાજ અને જેઠી પાસેથી. પણ મુમતાજે ફીરોઝને શું કહેલું તે જુબાનીમાં જણાયું નથી. એમને એમ ફીરોઝ કયાંથી ઓળખી શકે કે જેઠી ભગાડેલી હશે! કદાચ જેઠીએ ફીરોઝને કાંઈ કહયું હોય તો જુદી વાત છે. પરંતુ એ જોઇએ તો જેઠી પોતે જુબાનીમાં કહે છે કે "ફીરોઝ અને મુમતાજ વચ્ચે શું વાતચીત થઇ તેની ખબર નથી. ફીરોઝ મારી સાથે એક કલાક રહયો તે દરમ્યાન ફીરોઝે મને કાંઇ પુછયું નહિ તેમ મેં પણ તેને કહયું નહિ કે હું કોણ હતી? હું કેમ આવી હતી? અને મારૂં શું કરવામાં આવ્યું હતું;" ત્યારે એમને એમ ફીરોઝ કયાંથી જાણી શકે? અને તેને ખબર નહોતી એવી દશામાં તેણે જેઠીને ત્યાં રહેવા દીધી. એટલે ત્યાં જેઠીને જાણવા છતાં પુરી રાખવાની કલમ લાગુ થઇ શકતી નથી ફીરોઝનો જેઠી ઉપરનો બળાત્કાર જેઠીની મરજી વિરૂધ્ધ (જુબાની મુજબ થયો નથો. જુઓ સુબેદારની અને જેઠીની જુબાની તેમજ જેઠીએ પોલીસમાં આપેલું સ્ટેટમેન્ટ.) ભગાડવાનો આરોપ મુકવામાં ધણીની ફરીયાદ હોવાની કાયદા મુજબ જરૂર છે. જ્યારે આમાં તેણીના ધણીએ ફરીયાદ કરી નથી. તો પણ કદાચ આ બન્નેને ફરીયાદ તરીકે ગણો તો પણ ફીરોઝ સામે જેઠીને ભગાડવાને આરોપ મુકી શકાતો નથી.

## સીવીલ સરજનની જુબાની.

સીવીલ સરજનના જે મદદનીસે પ્રથમ બાઇ જેઠીની ઉમર

સંબંધમાં ચોકકસ અભીપ્રાય પર આવવા તેની તપાસ કરેલી, તે હોસપીટલના સબ એસીસટંટ સરજન ડૉ. કેવળરામ નાઉમલે કોર્ટ આગળ પોતાની જુબાની આપતાં જણાવ્યું હતું કે :—તા. ૧૨–૬–૨૮ ના રોજ કેન્ટોન્મેંટ પોલીસ તરફથી મારી પાસે બાઇ જેઠીને પરિક્ષા માટે મોકલવામાં આવી હતી. તેની ઉમર ૧૬ વર્ષની નીચે અને ૧૫ વર્ષ ઉપર છે. એ અભિપ્રાય પર આવવા માટે જેઠીની પોતાની જુબાની, એની ઉંચાઇ એનું વજન, બગલના વાળ, દાંત અને સામાન્ય દેખાવ વગેરે ધ્યાનમાં લેવાયાં છે.

જ્યારે જેઠીની તપાસ કરી ત્યારે એણે જુબાની આપતાં જણાવ્યું કે તપાસ કરાવવા માટે તે આવી તે પહેલાં એક વર્ષની વાત ઉપર તેણીને પહેલ વહેલો અટકાવ આવ્યો હતો. તેણીના ગુપ્ત ભાગો તેમજ બગલમાં પણ જયારે તે પુખ્ત ઉમરમાં આવી ત્યારે, લગભગ એક વર્ષ પહેલાં વાળ આવ્યા હતા. મેં તેની તપાસ પહેલાં કરી અને પછી તેને પુછપરછ કરી હતી. મેં કાઢી નાખવામાં આવેલા જાડા વાળની નીશાનીઓ જોઇ. મને જણાયું છે કે છોકરી જેઠીને ઉપલા જડબામાં ૧૪ અને નીચલા જડબામાં ૧૪ દાંત હતા. તેના છાતી પુરેપુરી ખીલેલી હતી. તેની ઉંચાઇ અને તેનું વજન એકલું જોઇને મેં તેને ૧૬ વર્ષની ધારી હતી. ૧૪ થી ૧૬ વર્ષની ઉમરની છોકરીઓને ૨૮ દાંતો પણ હોય, પણ જો ઉમર ૧૭ વર્ષની હોય તો તેવે પ્રસંગે પાછલી દાઢો પણ હોય, જે ૧૭ થી ૨૧ વર્ષની વયમાં દેખાવ દે છે.

મારી તપાસ દરમ્યાન થયેલી સામાન્ય અસરથી હું ચોકકસ પણે કહેવા તઇયાર છું કે તેણી પુરાં સોળ વર્ષની પણ નથી. તેણી પંદર વર્ષ કરતાં સહેજ મોટી છે. પંદર વર્ષથી ચાર કે પાંચ કે છ માસ વધારે હોઈ શકે

સીવીલ હોસ્પીટલના સીવીલ સરજને ગઈ કાલે જુબાની આપતાં જણાવ્યું કે ૧૯૨૮ નું સર્ટીફીકેટ નાં. ૭૮ મને બતાવવામાં આવે છે, તે મારૂં આપેલું એનો અર્થ એ કે મેં જેઠીબાઇને તપાસી છે અને તપાસ કરનાર અધિકારી ડૉ. કેવલરામના અભિપ્રાય જોડે હું મળતો થાઉં છું, જેમણે પણ તેણીને તપાસી છે. સર્ટીફીકેટમાં બતાવેલી ઉમર અડસટે છે, અને કોઇ પણ તબીબી અધીકારી કોઇ ઇસમને

જોયા પછી અને તપાસ્યા પછી ચોકકસ પણે તેની ઉમર કેટલી તે કહી શકે નહી. જેની તપાસ કરવામાં આવી હોય તે ઇસમ સર્ટીફીકેટમાં જણાવેલી ઉમરના કરતાં બે વર્ષ ઓછી કે વધુ ઉમરનો હોય.

કેસની વધુ તપાસ તા. ૧૮ મી ઉપર રાખવામાં આવી હતી.

## છતુમલની જુબાની.

આજરોજ સવારના સાડા નવ કલાકે ખા. બ. મામાની કોર્ટમાં ઉપલો કેસ નીકળ્યો હતો કોર્ટ ચીકાર ભરાઇ ગઇ હતી તમામ આરોપીઓ હાજર હતા. છતુંમલ નામના માણસે જુબાની આપી કે—જેઠીની શાદી સેવનમાં થઇ હતી શાદી થઇ ત્યારે જેઠી ત્રણ વર્ષની હતી શાદી થઇ ત્યારે હું હાજર હતો હું સેવનનો રહેવાશી છું હું વરરાજા તરફથી હતો તેણે મને બોલાવ્યો હતો હું કરાંચીમાં પાંચ છ મહીના થયા ધંધો કરવાને આવ્યો છું મી. મીરઝાની ઉલટ તપાસમાં કહયું કે ફરિયાદિને પહેલાંથી હું પીછાણતો હતો ફરિયાદી પરણેલો છે બુબકમાં ફરિયાદી પચાયતની જગ્યામાં રહેતો હતો શાદી પહેલાં આઠ દીવસે તે આવ્યો હતો પછી અમો સેવન શાદી કરવા ગયા પાછા શાદી કરી બુબક ગયા જવાળા ભટ શાદીનો પેગામ લાવ્યો હતો જેઠીના બાપને હું પીછાણું છું. જેઠીના બાપનું નામ ધોલુ છે ધોલુના બાપનું નામ હું જાણતો નથી જેઠીના બાપને ચઉદ પંદર વરસ થયાં પીછાણું છું ધોલુમલ કલઇનુ કામ કરે છે જેઠીને શાદી પહેલાં મે કદી જોઇ નથી જેઠીને પેલી બુબકમાં અને પછી કરાંચી સદરમાં જોઇ જોયાં પાંચ છ માસ થયાં હશે જેઠીને બીજી કોઇ બ્હેન નથી એક છોકરો તથા જેઠી એ હતાં બીજી છોકરી છે કે નહિ તે હું જાણતો નથી બુબકથી સેવન મછવામાં બેસી બધાં ગયા હતા નાથુમલને હુ જાણુ છું શાદી થઇ ત્યારે ખાણું અમે સાથે લઇ આવ્યા હતા બુબકથી સેવાન આવ્યા હતા ખાવામાં ચાવલ શીરો ભાજી આચાર વીગેરે હતા શાદીમાં છોકરીને ૨૫—૩૦ રૂપીઆ આપેલ ઘરેણું આપેલ હતું નહી. તેજુના બાપે જેઠીના બાપને રૂ. ૩૦૦ આપેલાં નહોતા શાદીમાં વીશેક માણસ હતાં તેમાં ધોલુમલ વસંતમલ ટીકુમલ ચુહરમલ વિગેરે હતા.

## નાથુમલ તિલોકચંદની જુબાની.

હું સેવનમાં રહું છું કરાચીમાં ત્રણ ચાર દિવસ થયાં

સામાન લેવા આવેલ છું મારી સેવનની દુકાન માટે માલ લેવા આવેલો છું તેજુમલને હું જાણું છું જેઠી તેની ઓરત છે તેની સેવનમાં શાદી થઇ હતી કરાચીથી લગ્ન માટે પહેલાં જુબક અને પછી જુબકથી સેવન આવ્યા હતા.

હું શાદીમાં હાજર હતો શાદી કર્યા બાર તેર વરસ થયા ત્યારે જેઠીની ઉમર ત્રણ વરસની હતી મી. મીરઝાની ઉલટ તપાસમાં કહયું કે—ઘોલુમલને હું પીછાણું છું તેના બાપનું નામ હું જાણુતો નથી સેવનથી કરાંચી સાલમાં એક વખત માલ લેવા આવું છું. હું સેવનથી જુબક ગયો અને તેજુમલની સાથે વીવાહ કરવા પાછો સેવન આવ્યો જુબકમાં ત્રણ દિવસ રોકાયો હતો સેવનમાં શાદી કરી બધા જુબક ગયા તેની સાથે હું પણ ગયો અને એક દીવસ ત્યાં રોકાયો ને જુબકમાં પંચાયતની જગ્યામાં ઉતર્યા હતા સેવનમાં શાદી ઘોલુને ત્યાં થઇ હતી અને મછવામાં અમો ત્યાં ગયેલા ચાંદુ નામના બ્રાહ્મણને જુબકથી સેવન સાથે લઇ ગયા હતા ઘોલુમલને બીજી છોકરી અને એક છોકરો છે તેનુ નામ મુળુ હતું તે મરી ગયો છે બીજી છોકરીનું નામ મને ખબર નથી મારી મા જુબક સાથે આવેલ હતી કેસ તા. ૨૫ મી ઉપર મુલતવી રહેલ છે.

---

# વિરમગામની લાઇનદોરીની ચર્ચા.

## તથા રાજકોટ પરીષદનો હેવાલ.



શ્રીયુત મણીલાલ જાદવજી વ્યાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

શુકલ દુર્ગાશંકર અંબારામ મોરબીવાળા.

કિંમત ૦-૨-૦.

## વીરમગામની લાઇનદોરીનો વિરોધ.

૧૯૧૭ના કરારની અપાયલી યાદ.

# કાઠીયાવાડ રાજકીય પરીષદની બેઠક.

## પ્રમુખ શ્રી. દલપતરામ શુકલનું ભાષણ.

[કાઠીયાવાડ રાજકીય પરીષદની ખાસ બેઠક રાજકોટ મુકામે તા, ૧૦-૧૦-૨૭ને રવીવારથી શરૂ થઇ હતી તેના પ્રમુખ શ્રી. દલપતરામ શુકલ, બારીસ્ટરે પ્રમુખસ્થ નેથી જે ઉચ્ચ કોટીનું ને કાઠીયાવાડીઓને ભાવીનો માર્ગ નીર્દોષ કરતું ભાષણ કર્યું છે તેમાંથી અગત્યનો ભાગ અમે આ નીચે રજુ કરીએ છીએ.]

આજે કાઠીયાવાડ રાજકીય પરીષદની જે બેઠક મળી છે તેને પ્રમુખપદેથી મા૦ દલપતરામ ભગવાનજી શુકલે, નીચેમુજબ ભાષણ કર્યું હતું:-

કાઠીયાવાડની રાજકીય પરીષદની આ ખાસ બેઠક જે આશયથી ભરવામાં આવે છે તે આશય સબંધે કાઠીયાવાડના તમામ લોકોની મનોભાવના વાશેષતઃ એકજ છે આ આંતરીક ભાવના પ્રદરશીત કરવા તેમજ કાઠીયાવાડના સરહદ ઉપર જકાત દોરી ફરીથી નાંખવામાં આવી છે તે સામે આપણો બધાનો પ્રબળ વીરોધ પ્રદરશીત કરવાના મહાન કાર્ય માટે પ્રમુખ તરીકે મારી ચુંટણી કરી મને માન આપવાનું આપ સર્વને યોગ્ય જણાયું છે.

કાઠીયાવાડની સરહદ ઉપરની લાઇનદોરીનો પહેલો અનુભવ આપણને સને ૧૯૦૪ માં થયો તે નાંખતી વખતે મુંબઈ સરકારે એવું જાહેર કર્યું હતું કે ૧૯૫૭ ના ૨૪મા કાયદાની ચોથી કલમ મુજબ સ્થાપેલ

દાણનાં નાકાંઓને જોડીદેનાર લાઇન બહાર પશ્ચીમ બાજુએ કાઠીયાવાડ પ્રાંતના દેશી રાજાઓનો જે મુલક આવેલો છે તે ૧૮૯૪ ના ઇન્ડીયન ટેરીફ એક્ટરની પાંચમી કલમની જરૂરીઆતો પુરતો પરદેશી મુલક ગણવો આ લાઇનદોરી કાઠીયાવાડના બંદરોએ લેવાતાં દાણને ઉદ્દેશીને નાંખવામાં આવી હતી. તે વખતે એ લાઇનદોરી સામે વાંધો લેવામાં આવ્યો હતો, પણ તેનું કાંઇ પરીણામ આવ્યું ન હતું, કારણકે આ લાઇનદોરી ઉઠાવવા પહેલા બંદરની માલીકી ધરાવતાં સંસ્થાનો પાસેથી નીચેની કબુલાત કરવા સરકારે માંગણી કરી હતીઃ—

(૧) બ્રીટીશ હીંદના બંદરોએ જેટલી જકાત લેવામાં આવે છે તેથી ઓછી જકાત પોતાના બંદરોએ લેવી નહી. (૨) પોતાના મુલકમાં પેદા થતા અગર બનાવતા રૂના માલ ઉપર તેમજ ખુશકી મહેસુલ નાંખી શકાય એવી બીજી એ પ્રકારની ચીજો ઉપર બ્રીટીશ હીંદમાં જે દરે જકાત લેવાનું ધોરણ હોય તેથી ઓછા દરે તેઓએ જકાત નાંખવી નહીં (૩) ઈન્ડીયન મરકનટાઇલ મારકસ એકટ તથા તેવા બીજા ધારા અનુસાર જે જે નીયમ અને ધોરણો બ્રીટીશ હીંદના બંદરો ઉપર અમલમાં હોય તે તેઓએ પણ પાળવાં. (૪) હથીયાર, દારૂગોળો અને લડાયક સરંજામ અથવા જે દારૂગોળો અને લડાયક સરંજામ અથવા જે જે ચીજો આયાત કરવા સામે બ્રીટીશ હીંદમાં યોગ્ય અધીકારીઓ તરફથી બંધી કરવામાં આવેલી હોય તેવો સામાન પોતાના મુલકમાં આયાત થતો અટકાવવો. (૫) મીઠું, અફીણ, દારૂ, તથા બીજા આબકારી પદાર્થો સબંધે જે કાંઇ ગોઠવણ પ્રચલીત હોય તેમાં કાંઇ અવરોધ કરવો નહી. (૬) દરબારોએ પોતાનાં બંદરો મારફત ચાલતા વેપારના ખરા આંકડાઓ રાખવા અને તે સરકાર માગે ત્યારે રજુ કરવા અને આ બધી શરતોના સત્વરૂપે છેલ્લી કલમ જેને લીધે કાઠીયાવાડનાં બંદરો વસ્તુતઃ સરકારના અંકુશ નીચે આવી જતાં હતાં. તે એ હતી કે સરકારી કસ્ટમ ખાતાના અમલદારને દરબારોએ પોતાના બંદરોમાં કરેલી ગોઠવણ તથા હીસાબની તપાસણી અમુક અંતરે કરવા દે વી.

હું નથી જાણતો કે સરકારના મોટા હોદ્દેદાર અમલદારો અથવા આણુ કોન ફરંસમાં ભેગા થયેલા સરકારના પ્રતીનીધીઓ, જેઓની સુચના ઉપરથી આ વીરમગામ લાઇનદોરી ફરી નાખવામાં આવી છે તેઓએ વીરમગામ સ્ટેશને દીન અને ધરૂજતા ઉતારૂઓ તરફ ભલમનસાઇ અને નરમાસથી વરતવાને

ભલામણ કરી હશે. કારણ ઉંચી પાયરી ભોગવતા અમલદારો જવલેજ કઠોર રૂદયના હોય છે અને સાધારણ રીતે હુકમ લખતી વખતે તેઓનાં મન ઉદાર અને દીલાવર હોય છે પણ તેઓના હુકમનો અમલ કેવી રીતે થાય છે તે વીષે તેઓ વીચાર કરી ભાગ્યેજ તપાસ કરે છે. તેઓ એમ માને છે કે તેમણે પોતાના હુકમોમાં ભલમનસાઇ અને નરમાસ રાખવાની ભલામણ કરી તેટલેથી બસ છે. પણ જે માણસો આ હુકમોને અમલમાં મુકનાર હોય છે તેઓ ઘણી વખતે તેને વીસમય બનાવી દે છે, સરકારી નોકરોને પોતાની સતાની સુરી ખુમારી હોય છે અને એ સતાના દોરદમામથી ઉતારૂઓ કેવા ગભરાય છે એ પણ તેઓ સારી રીતે સમજે છે એટલે પોતાનો કડપ અજમાવવાને ટેવાવલા આ નોકરો પોતાનું કામ મનગમતી રીતે કર્યા જાય છે. માટે પહેલી ફરજ્જે અત્યંત જરૂરનું તો એ છે કે ઉતારૂઓનો માલ તપાસવાનું બંધ થવું જોઇએ અને તેમને કોઇપણ જાતની હરકતમાંથી મુકત કરવા જોઇએ ફકત દાણચોરી કરનારા શકદાર હોય તેવાનેજ અટકાવવા. સાધારણ રીતે કોઇપણ બીજા મુસાફરને કાંઇપણ અટકાયત કરવી નહીં અને વીશેષ કરીને કસ્ટમખાતાના અમલદારે કોઇપણ સ્ત્રી પાસે તેનો માલ તપાસવા જવું નહીં.

ગયા ઓગસ્ટમાં રાજકોટ અઉદ્યોગી પ્રદર્શન ખુલ્લું મુકતી વખતે વેસ્ટરન ઇન્ડીયા સ્ટેટસના ધી ઓનરેબલ ધી એજન્ટ ટુ ધી ગવરનર જનરલ સાહેબે જે ઉદગાર કર્યો છે તે ઉપરથી એમ જણાય છે કે વીરમગામની લાઇન દોરી કાઠીયાવાડમાં લોકોને આપદારૂપ છે એ સરકાર સમજે છે અને તે લાઇન દોરી કાઢી નાખવાનો તે વીચાર ચલાવી રહી છે. હું આશા રાખું છું કે આ વાત ખરી હોય! આ સબંધમાં મી૦ વોટસન સાહેબનું કથન તરસ્યાને પાણી અને ભુખ્યાને અન્ન સમાન થઇ પડયું છે. પણ સુખદ પરીણામ કયારે આવશે તે વીશે તેઓ કાંઇ બોલ્યા નથી એ તુરતમાં આવે એમ આપણે ઇચ્છીએ છીએ. ધી ઓનરેબલ એજન્ટ ટુ ધી ગવનર જનરલ સાહેબને હું ખાત્રી આપું છું કે જો એમ થશે તો બ્રીટીશ સરકાર આખા કાઠીયાવાડને આશીરવાદ મેળવશે.

સને ૧૯૦૪માં નંખાએલી કસ્ટમસ લાઇન સને ૧૯૧૭ની સાલ સુધી ચાલુ રહી. મુંબઇ સરકાર અને બંદરી સંસ્થાનો વચ્ચે આ અરસામાં ઘણી મસલતો ચાલી હતી. પણ સંસ્થાઓએ અમુક અંતરે બ્રિટીશ કસ્ટમ અમલ-

કારને તપાસણી કરવા દેવાની શરત કબુલ રાખવા ના પાડી એટલે આ મસલતનું કાંઇ પરીણામ આવ્યું નહિ. દરમીઆન સને ૧૯૧૪ની આખરમાં મહાન યુધ્ધની શરૂઆત થઇ એ વખતે સાર્વભઉમ સતાની સેવા કરવા અપુર્વ રાજભકિત અને ઉત્સાહ બતાવી કાઠીઆવાડના રાજસ્થાનોએ પોતાની ફરજ સુંદર રીતે બજાવી. તેઓએ પોતાની રયાસત અને સાધનસંપતી બાદશાહતને ચરણે ધર્યાં. મહારાજા જામસાહેબ અને બીજા કેટલાક રાજાઓએ અંગત સેવા અર્પણ કરી અને ફ્લેન્ડરસમાં જઇ લડાઇનાં દુઃખો અને મુશીબતો સહન કર્યાં રાજ્યભકિતનાં આવા અસાધારણ આવીરભાવની કદર બ્રીટીશ સરકાર કર્યા વગર કેમ રહે? અને અવીશ્વાસની રાજનીતી જે તેણે અખતીઆર કરી હતી અને જેના પરીણાંમે વિરમગામની લાઇનદોરી ચાલુ રાખવામાં આવી હતી તે તો કેમ ટકાવી રાખી શકે? તેથી સને ૧૯૧૭ના આગષ્ટ માસમાં હીંદી સરકારે બંદરી સંસ્થાનોને લખી જણાવ્યું કે સને ૧૯૦૫માં જે જે શ તોમાં માગણી કરવામાં આવી હતી તેમાંથી અમુક અંશે સરકારી કસ્ટમ અમલદાર મારફત તપાસણીની શરત કાઢી નાખી બાકીની શરતો જો તમારે કબુલ હોય તો સરકાર વીરમગામની કસ્ટમ લાઇન કાઢી નાખવા તઇયાર છે. આનો અરથ એ થયો કે પોતાના બંદરો ખીલવવાજ. સંસ્થાનોને છુટ મળે એટલુંજ નહીં પણ હીંદી સરકારની કોઇપણ જાતની સીધી કે આડકતરી દખલગીરી વગર મહેસૂલની આમદાની વસુલ લેવા પણ તેઓને સ્વતંત્ર મુખતીઆરી પ્રાપ્ત થઇ. માત્ર સરકાર બ્રિટીસ હીંદના બંદરોમાં જે દરે દાંણુ ઉઘરાવે છે તે દરે તેઓએ પણ દાણ ઉઘરાવવું અને ત્યાં ધારાધોરણ પ્રચલીત હોય તેનું તેમન પાલન કરવું. એટલુંજ તેઓને જોવાનું રહયું. આ શરતો મેં અગાઉ જણાવેલી છે એટલે તે ફરીથી કહેવા જરૂર નથી. તે શરતો સામે સંસ્થાનોને કાંઇ વાંધો નહતો તેથી તપાસણી સંબંધી વાંધા ભરેલી શરત કાઢી નાખવામાં આવી એટલે બાકીની શરતો કબુલ રાખખવા વિશેની હીંદી સરકારની માગણીનો તેઓએ ત્વરાથી અને આભારવ્રનીથી સ્વીકાર કર્યો. પોતાની નેક દાનતમાં સાર્વભઉમ સરકાર શ્રધ્ધા અને વિશ્વાસ છેવટે રાખ્યા તે જાણી સંસ્થાનોને સંતોષ થયો અને બાદશાહી હીત જેટલાં સરકારને હસ્તક સહીસલામત છે તેટલાં તેમને હસ્તક પણ સહીસલામત છે. એ આખર સરકાર જોઇ શકી એથી પણ એમને આનંદ થયો હીંદી સરકારની આ માગણીમાં એક એવી શરત હતી કે જો કોઇ વખતે સરકારની મહેસુલ બાબતના હીતનો સવાલ અગત્યનો વીષય થઇ પડે તો સામાન્ય પરી-

સ્થીત ફરી વીચારમાં કરવાનો સરકારને હક રહે છે,

પણ એ શરતની સંસ્થાનોને કાંઇ બીક ન હતી કારણ કે તેઓ સમજતાં હતાં કે પોતાના સાધનસંપતી કુદરની હદ સુધી ખીલવવામાં તે આડે આવે તેમ નહોતી, નવાનગરના ચતુર અને દુરદેશી રાજકરતાઓએ તો હીંદની સરકાર પાસેથી એવી મતલબની તસલ્લી લેખીતવાર પણ મેળવી હતી અને જો કે એ તસલ્લી મોઘમ છે એમ દલીલ કરી શકાય તોપણ આખુ કોન્ફરન્સમાં અને ત્યારબાદ હીંદી સરકારે જે રસ્તા ગ્રહણ કર્યા તેને વ્યાજબીપણુ સીધ્ધ કરી શકાય એટલે દરજ્જે તે મોઘમ ન હતી.

સને ૧૯૧૭ના કરારથી કાઠીયાવાડના બંદરોના વેપારને નવું જોર અને ઉતેજન મળ્યાં અને ટુંક સમયમાં એ બંદરોએ પરદેશી બંદરથી આવતાં મોટાં વહાણોથી માલ ઠલવાવવા લાગ્યા. તેમાંના એક બંદર એટલે બેડી બંદર તરફ તુરતજ લોકોનું ધ્યાન ખેંચાવા લાગ્યું અને છેવટમાં તો તેના તરફ તીવ્ર અદેખાઇની લાગણી પ્રદર્શીત થવા લાગી, ઉત્સાહ અને ખંતને માટે સુવિખ્યાત થયેલ મહારાજા જામસાહેબે એ બંદરનો વીષય પોતાને હસ્તક લીધો હતો અને ઘણી મોડી મુડી ખરચી તેમજ તેનો વીચાર કરવાને માટે બાહોશ અમલદાર મંડળ નીમી તે બંદરની સગવડતા તેમણે ઘણીજ વધારી દીધી હતી. અને પરીણામે જથાબંધ વેપાર તે બંદરદ્વારા ચાલવા લાગ્યો. સારી સગવડતાને લીધે તે બંદરની મહેસુલની આમદાનીમાં વધારો થતો ગયો તે એટલે સુધી કે સને ૧૯૨૬માં લગભગ ત્રીસ લાખ અને સન ૧૯૨૭માં લગભગ પંચો-તેર લાખ રૂપીઆની આવક તે બંદરના દાણ દ્વારાં સ્ટેટને ઉપજી. આ અડસટાના આંકડા છે પણ તે લગભગ ખરા છે જો મેં જામનગર સત્તાધીકારીઓ પાસેથી ખરા અને ચોકક્સ આંકડાની માગણી કરી હોત તો મને તે પુરાં પાડવા જેટલો વીવેક તેઓ જરૂર બતાવત પરંતુ એવા ચોકક્સ આંકડાની મને ખાસ અગત્યતા નહીં જણાતા સ્ટેટને તકલીફ આપવાનું મેં યોગ્ય ધાર્યું નહી. બેડી બંદરના વેપારમાં અસાધારણ વધારો થવાથી ઘણોજ ઉભરાટ થવા લાગ્યો અને પોતાને બંદરે વેપારનું આકર્ષણ કરવા માટે નવાનગર સંસ્થાન તરફથી અણઘટતા ઉપાયો યોજવામાં આવે છે એવા આરોપો મુકવાને મુંબઇના વેપારીઓ તઇયાર થઇ ગયા. તેઓ એવો આક્ષેપ કરવા લાગ્યા કે સંસ્થાન જામનગર **redate** (વળતર) આપે છે અને વળતર મળતું હોવાના સબબથીજ બેડી

બંદરે આયાત થએલી ખાંડ મુંબઇ બંદરે ઉતરતી ખાંડની સાથે જામનગરથી સ્હેજ દુર અને મુંબઇની છેક પાડોશમાં આવેલા શહેરોનાં હરીફાઇ કરી શકે છે. એક માનનીય ગ્રહસ્થ જેના તરફ આપણે બધાને પુજ્યભાવ છે કેમકે તેઓ સાધારણ શકતીવાળા, વ્યાવહારીક બુદ્ધી અને કુનેહવાળા અને સ્વદેશાભીમાનવાળા હીન્દના એક નેતા તરીક સુપ્રસીદ્ધ છે તેઓ આ જાતના હુમલાઓ કરવામાં અગ્રગણ્ય ભાગ લેવા લાગ્યા. સર પુરશોતમદાસ ઠાકોરદાસ જેને ઉદ્દેશીને મેં ઉપરનો ઉલ્લેખ કર્યો છે તેમના કથનને વજનદાર ગણીને નવાનગર રાજ્યની સામે હીંદના વ્યાપારી જનસમાજે વીરાપ પોકાર ઉઠાવ્યો અને છેવટે હીંદી સરકારને બંદરો અને વીરૂદ્ધ હાલનો રસ્તો ગ્રહણ કરવા બ્હાનુ મળ્યું. અફસોસની વાત છે કે સર પુરશોતમદાસ, જેમનાં ઉદાર વરતી અને મહાનુભાવ સુપ્રસીદ્ધ છે તેઓ આ પ્રમાણે વીરમગામ લાઇનના પુનર જન્મ સબંધમાં દુરના પણ કારણભુત થયા.

હું નથી ધારતો કે હીંદી સરકાર એમ માનતી હોય કે જે સ્ટેટો બાર બાર વરસ સુધી સળી ગળતાં અચકાતાં હતાં તે સ્ટેટો અત્યારે મોટું બાડસર ગળતા નહી અચકાય. સરકારને પ્રથમથીજ ખાત્રી હોવી જોઇએ કે તેની નવી દરખાસ્તોનો ચોકકસ અનાદરજ થવાનો. હીંદી સરકાર એવો દાવો ધરાવે છે કે તેમનાં કૃત્યોમાં શંકાને કોઇ પણ જાતનો અવકાશ હોયજ નહી. પણ બધી હકીકતપરથી આપણે એવું અનુમાન કરીએ કે અમુક આગળથી ધારી લીધેલું પરીણામ લાવવાનો નવી દરખાસ્તોનો ઉદ્દેશ હતો તો તે શું ગેરવ્યાજબી કહેવાશે? આખુ કોન્ફરન્સ પુરી થયા પછી જે અછાજતી અને અસાધારણ ઉતાવળથી વીરમગામની લાઇનદોરી પાછી નાખવામાં આવી; તેમજ હીન્દી સરકાર અને દેશી રાજ્યો બન્નેને ગ્રાહ્ય થઇ શકે એવો પ્રબંધ રચવા કાંઇ વાટાઘાટ કરવા સરકારે તસ્દી લીધી નહી. એ બાબત એટલુ સીદ્ધ કરી આપવાને પુરતી છે, કે સરકારને સંસ્થાનો સાથે નીષ્પક્ષપાતપણે કામ લેવાની ઇચ્છા હતી નહી અને કોન્ફરન્સ માત્ર દેખાવ પુરતીજ ભરવામાં આવી હતી સરકારનો નીરણય તો કોન્ફરંસ બોલાવ્યા પહેલાંજ થઇ ચુકેલો હોવો જોઇએ. આ અનુમાન કરવામાં મારી કદાચ ભુલ થતી હશે. આપણા વહાલા પ્રદેશને જે મોટો અન્યાય થયો છે તેથી આવેશથી પ્રેરાઇને કદાચ હું એવી ભુલ ખાતો હોઇશ. પણ હું માનું છું કે આ અનુમાન મારૂં પોતાનું અંગત નથી જે જે લોકોએ કોનફરંસનાં કામકાજનો અભ્યાસ કર્યો છે તે બધા મારી પાસે આ બાબતમાં સંમત હોવા જોઇએ.

કાઠીયાવાડનો વેપાર અને તે સાથે ગુંથાએલી પ્રાંતની આબાદી તે એવી બાબત છે કે કાઠીયાવાડનો કોઇ પણ સપુત તેના તરફ દુર્લક્ષ બતાવી શકે નહીં. પુરાતન કાળથી કાઠીયાવાડનાં બંદરો ઇરાન, અરબસ્તાન, રાતોસમુદ્ર, આફ્રીકાનો પુર્વ કીનારો, મલબાર, સીલોન અને ઇસ્ટરન આરકીપેલગો વગેરે સ્થળો સાથે ધીકતો વેપાર ચલાવતાં આવ્યાં છે કાઠીયાવાડના દરીઆઇ કાંઠાના મુલકમાં સાહસીક વ્યાપારીઓ અને મજબુત તથા સહનશીલતાવાળા ખલાસીઓ વસતા આવ્યા છે જ્યારે બ્રીટીશ સતા સ્થાપીત થઇ, ત્યારે કાઠીયાવાડનાં બંદરનો ઘણોખરો વેપાર મુંબઇ અને બ્રીટીશ હીંદના બીજા બંદરોએ પોતા તરફ અંકર્શી લીધો. પરીણામ એ આવ્યું કે ઘણાજ પુરાતન કાળથી જે વ્યાપારીક શક્તીઓ પેઢી દર પેઢી વેપારીઓને વારસમાં મળેલી હતી તેને ઉપયોગમાં લાવવાને કાઠીયાવાડના પુત્રોને બીજું ક્ષેત્ર શોધવું પડ્યું, મુંબઇ. આફ્રીકા, બર્મા અને બીજાં સ્થળોમાં એવા ઘણા શ્રીમંત વેપારીઓ છે કે જેમનું મુળ નીવાસસ્થાન કાઠીયાવાડ છે અને જેમના બાપદાદાઓને પોતાની શક્તીઓ પોતાના દેશમાં અજમાવવાને અવકાશ ન મળવાથી સ્વદેશ છોડીને બહાર જવુ પડયું હતું. વસ્તુત એમ ચોકકસ કહી શકાય કે કાઠીયાવાડીઓ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં માથું મારીને આગળ રસ્તો કરે કેમકે ધંધારોજગારમાં સફળતા મેળવવાને જે ગુણો જોઇએ તે તેમનામાં છે. જો તેમને સંપુરણ અવકાશ અને બહોળું ક્ષેત્ર આપવામાં આવે તો તેમની શક્તી એવા ઉંચા પ્રકારની છે, કે પોતાના દેશમાં પણ વ્યાપાર સારી રીતે ચલાવીને તેઓ આખા પ્રાંતને આબાદ અને સમૃદ્ધ બનાવી સકે. આજ દીવસ સુધી કાઠીયાવાડનો વેપાર મુંબઇ અને કરાચીના વેપારથી મર્યાજતો હતો; અહીંયા પણ વેપારનો વીનાશ થાય એવી ઘણી પરીસ્થીતીઓ હતી. જેનું અહીં અવલોકન કરવું જરૂરનું નથી. કેમકે તેમ કરવાથી રાજકીય અને સામાજીક ઘણા પ્રસ્નો ઉપસ્થીત થાય અને એવા પ્રસ્નો ચરચવાનો આ પ્રસંગ નથી પણ એ પરીસ્થીતીઓ હવે લય પામવા લાગી છે. બંદરી સંસ્થાનોનાં રાજકર્તા હવે જોઇ શકયા છે કે તેમનાં બંદરોમાં લક્ષ્મી આકર્ષવાનું અદભુત સામર્થ્ય છે એટલું નહીં પરંતુ દેશમાં મુળ ઘાલી ગયેલી સુસ્તીને ઉડાડી દેવાની જાદુઇ શક્તી પણ છે. તેમજ લોકોમાં નીરૂપયોગી થઇ

પડેલી વ્યાપારીક આવડતને ખીલવવાને સંપુર્ણ ક્ષેત્ર પણ એ બંદરોથીજ મળી શકે એમ છે. જ્યારે રાજકર્તાઓને આમ સમજાવવા લાગ્યું છે ત્યારે તેમને માલુમ પડયું કે: સારવભઉમ સતાની મીઠી નજર વીના આપણે આપણાં બંદરોની વીકાશ કરી શકીએ એમ નથી અને આપણે બંદરોની વ્યાજબી આવક આપણે લઇ શકીએ એમ નથી. એ સતાએ આજ દીવસ,, સુધી કાઠીયાવાડમાં અને બીજા હીંદી રાજ્યમાં વપરાતા માલ ઉપરની લગભગ તમામ જકાત પોતેજ ગળત કરી અને જો કે ઘણાં વરસો થયાં એ મીષ્ટ ભોજનનો સ્વાદ તેણે લીધો તો પણ તે એટલું બધું તેને સ્વાદીષ્ટ લાગ્યું કે જો કે બીજા માણસો તેનું ખરચ આપતા તો પણ તે તજી દેવું તેને પોષાતું નહોતું અને એનો ઉપભોગ કરવાનો પોતાનોજ હક છે એમ તે માનવા લાગેલ હતી. પરંતુ આખરે ન્યાયની કાંઇક ચેતના દીલમાં ઉતરી અને પરીણામે ૧૯૦૫માં જાણીતેલી શરતો તેમણે આગળ ધરી લડાઇ વખતે રાજાઓએ કરેલી સેવાને લીધે તે શરતોમાંની વાંધાભરેલી કલમ કાઢી નાખવામાં આવી. એટલે ૧૯૦૫ની શરતો કરાર રૂએ સ્વીકારવામાં આવી અને અંતે રાજ્યોને સ્વતંત્રતા પ્રાપ્ત થઇ તેઓ પોતપોતાના સાધનસંપતી પ્રમાણે બંદરોની ખીલવણી કરવા લાગ્યાં અને પરદેશી વેપારને પોષણ કરતી સગવડતાઓ આપવા લાગ્યા એકજ સંસ્થાન સીવાત બીજા કોઇ પણ સ્ટેટની પ્રગતી સારવભઉમ સતાના માનવા પ્રમાણે પણ ઝપાટાબંધ થઈ નહતી તો પણ પરીણામે આપણી સાધનસંપતીનો વીકાસ સંપુરણ કરવાની આપણી તમામ આશાઓ ધુળધાણી થઈ ગઇ હતી. ફરી પુરાતન કાળનું નીર માલ્ય અને નીશચેતન જીવન વ્યતીત કરવાનું કાઠીયાવાડ પ્રાન્તના ભાગ્યમાં આવી પડયું અને ત્યાંના સુપુત્રોએ પોતાની માતરૂભુમીના આરથીક વીકાસ અને સમૃદ્ધીઓ સાધવાનો હજી તે પુરો આરંભ પણ કર્યો ન હતો ત્યાં તો તેમને પાછું સ્વદેશનો ત્યાગ કરી પોતાની વડીલોપારજીત વ્યાપારીક ભાવના અને શકતીને બહોળું ક્ષેત્ર પરદેશમાં જઇ શોધવાનું રહયું માત્ર બંદરી સંસ્થાનો ઉપર આ ગજબ ગુજર્યો છે એમ નથી પણ સમસ્ત કાઠીયાવાડ પ્રાન્ત ઉપર આ પ્રહારનો આ ઘાત પડેલો છે. એટલું યાદ રાખવું જરૂરનું છે કે એક પ્રાંતમાં હકુમત જુદી જુદી જનતા અસ્તીત્વમાં આવતી નથી બંદરી સંસ્થાનોની આબાદીમાં આખા કાઠીયાવાડ પ્રાંતનું શરય સમાએલું છે.

કેમકે જો બંદરો સમૃદ્ધ અને આબાદ હોય તો પુષ્કળ લોકોને કામ ધંધા ને રોજગાર મળી શકે. બંદરોની સમૃદ્ધી દુષ્કાળ સામે એક જાતના વીમા સમાન છે તેની દોલતનું ઝરણું સર્વત્ર ફરી વળે છે તેનો લાભ સર્વ કોઇ લઇ શકે છે તેથી આંતરીક વ્યાપારને પોષણ મળે છે, સાહસવૃતી ઉતેજીત થાય છે અને વ્યાપાર વણજને અંગે જુદે જુદે ઠેકાણે પુષ્કળ નવા સબંધ અને આડત બંધાય છે પરીણામે સમસ્ત કાઠીયાવાડ સુષુપ્તીમાંથી જાગ્રત થઇ જાય છે તેનામાં નવું જીવન રેડાય છે અને એક અલગ પ્રાંતની સ્થીતીમાંથી બહાર નીકળીને તે દુનીયાપર ચાલતી વ્યાપારીક પ્રવૃતીઓમાં જોડાય છે અને પ્રગતીમય બને છે.

પણ આ સામાન્ય વીચારોને અવલંબીને હું પ્રસ્તુત વીષયનો તોલ કરવા માંગતો નથી. સરકારનું પોતાનુંજ કૃત્ય આગળ ધરીને નામદાર એજન્ટ ટુ ધી ગવરનર જનરલ સાહેબની દલીલોનો રદીયો આપી શકાય તેમ છે. હું તેઓ સાહેબને પુછું છું કે ૧૯૦૪મા કસ્ટમ લાઇન નાખવામાં આવી તે કાઠીયાવાડના બંદરોએ લેવાતી જકાતને ઉદ્દેશીનેજ નાંખવામાં આવી હતી કે કેમ? ૧૯૧૭નો કરાર બંદરોએ જકાત લેવાના સબંધમાંજ હતા કે નહી? હીંદી સરકારનાં જકાતી હીતને લગતી શરત આ દાણ મહેસુલને લક્ષીનેજ કરેલી હતી કે નહી? ૧૯૨૫–૨૬ અને ૧૯૨૬–૨૭ માં બેડી બંદર ઉઘરાવેલી જકાતની વસુલાત હીંદી સરકારની હાલની કુરીતીના કારણભુત હતી કે નહી? અને હમણાં જે અટકાયત કરનારી કસ્ટમ લાઇન ફરી નાંખવામાં આવી છે તે નાખવાને પણ હીંદી સરકાર બેડી બંદરની જકાતી વસુલાતને લીધે પ્રેરાઈ હતી કે નહી? તો પછી ઓનરેબલ સી. સી. વૅટનની દલીલું શું અસ્થાને અને જુદે મારગે દોરવવાના પ્રયત્ન રૂપ નથી? હું કહું છું કે ૧૯૧૭ ના કરારને કાગળનો ટુકડા ગણી કાઢવાનું કોઇ વ્યાજબી કે સબળ કારણ સરકાર પાસે જ નહી. અને વીરમગામની કસ્ટમ લાઇન કાઠીયાવાડના બંદરના વેપારની વૃદ્ધીમાં વીઘ્નરૂપ નહી થાય એવી પ્રત્યુતર રૂપે દલીલ કરવી એ ફક્ત વીષયનું રૂપાંતર કરવા બરાબર છે. સ્ટેટોનો હક ગણીને ૧૯૧૭ની સાલમાં તેમને જે આપવામાં આવ્યું હતું તો તેમની પાસેથી ઝુંટવી શા માટે લેવામાં આવે છે? વમેજ વીચારે

કે બંદરોના વ્યાપાર વણજને કંઈ પણ હાની નહી થાય એવું તેમને આશ્વાસન આપવાથી તેમના મનનું સમાધાન થાય તેમ છે? વેપાર અને જકાત પરસપરાવલંબી છે તેની પ્રતીતી તરીકે એટલુંજ કહેવું બસ છે કે ૧૯૧૭ના કરાર પછી કાઠીયાવાડના બધાં બંદરોનો વેપાર વધી પામતો થયો બેડી બંદરનો વેપાર તો અતીશય વેગે દીનપ્રતીદીન વધતો ગયો. કેમકે ત્યાંની નવી સાધનસંપની વેપારની વધી અર્થેજ કામે લગાડવામાંજ આવી. આ ઉપરાંત નામદાર એજંટ ટુ ધી ગવરનર જનરલ સાહેબે ભુલી જવું ન જોઈએ કે દેશી સંસ્થાનોમાં ગમે તેટલી મોટી રકમ ઉછાની લઈ શકે તેવાં શક્તીસંપન પોરટટ્રસ્ટ હયાતી ધરાવતાં નથી સંસ્થાન પોતેજ પોતાનું પોરટટ્રસ્ટ છે અને બંદરેથી જે જકાતની આમદાની વસુલ થાય તેજ તેનો વીકાશ સંપાદીક કરવાની મુડી છે. આ બધા સંજોગો અને પરીણામ ધ્યાનમાં લેતાં હવે આપણે શું કરવાનું છે તે મહત્વના વીષય ઉપર આવીશું. આપણે શી શી માગણી કરવી છે, તે બાબત કાંઈપણ સંદેહ કે શંકાને સ્થાન છે જ નહી કાઠીયાવાડની સરહદ ઉપરની અટકાયત કરનારી કસ્ટમ લાઈન તે એકદમ ઉઠાવી લેવી જોઈએ. સને ૧૯૧૭નો કરાર ચાલુ અમલમાં રહેવા જોઈએ અને તેની કોઈ પણ શરતનો કોઈપણ સંસ્થાનો ભંગ કર્યો છે એવું પુરવાર થાય તો માત્ર તેજ સંસ્થાનને ઘટે તેવું શાસન કરવું. જ્યાંસુધી આપણી આ માગણીઓ સંતોષવામાં ન આવે ત્યાંસુધી આપણે આબુ કોન્ફરન્સ વખતે નવાનગર સ્ટેટે અખત્યાર કરેલી વલણ વીષે જે જાહેર થયું છે તે સાચું હોય તો બીજો રસ્તો એ છે કે મહારાજા જામસાહેબ સાથે સરકારે જુદી શરતો નક્કી કરવી અને બીજા સંસ્થાને સબંધે સને ૧૯૧૭ના કરારથી જે સ્થીતી અને હક્ક મળેલા છે તે તેમના તેમ કાયમ રાખવા. સીવાય તમામ પક્ષને સંતોષ આપે એવું આ પ્રશ્નનું સમાધાન કરવાના બીજા કોઈ રસ્તા હોય તો તેનું સંશોધન કરવું અને હીંદી સરકારે આબુ કોન્ફરંસ વખતે જે જાતનું દુરાગ્રહી વલણ ધારણ કર્યું હતું તેવું વલણ તેમણે ન રાખવું તેમની વરતી તો સમાધાન સુચક, ન્યાયી અને નીષ્પક્ષપાત હોવી જોઈએ. અને એક આપખુદ સતા પોતાના ઉપર અવલંબી રહેલ નીરાધાર પ્રજા સાથે જેવી રીતે વરતે તેવું વર્તન હોવું ન જોઈએ. વીરમગામની

કસ્ટમ લાઇન તો એકદમ ઉઠાવી લેવીજ જોઇએ. તે સબંધ તો કોઈ વચલો રસ્તો સંભવી શકતો નથી.

## પહેલા દીવસનો હેવાલ.

રાજકોટ, તા૦ ૧૦

અનેક ખોટીમીઠી અફવાઓથી ઘેરાયલા વાતાવરણમાં કાઠીયાવાડ રાજકીય પરીષદની ખાસ બેઠક આજે બપોરે ભાટીયા બોર્ડીંગ હાઉસમાં વીરમગામની જકાતદોરી સામે વીરોધ ઉઠાવવા મળી હતી. વીરોધીઓએ પ્રતીકુળ વાતાવરણ ઉભું કરવાના પ્રયત્નો છેક છેલ્લે સુધી ચાલુ રાખ્યા હતા. મી૦ ડી. બી. શુક્લની પ્રમુખ તરીકેની થએલી વરણી બાબત વીરોધીઓએ ખુલ્લી બેઠકમાં સુધારો મુકવાની ધમકી આપી હતી. કોન્ફરંસ મળતા પહેલાં વીરોધી પક્ષોએ સમાધાની પર આવવાના પ્રયત્ન કર્યા હતા.

પરીષદનું કામકાજ રાષ્ટ્રગીતના ગુંજન સાથે શરૂ થયું હતું.

સ્વાગત પ્રમુખ મી૦ લીલાધર અમરૂતલાલ મહેતાએ ડેલીગેટોને આવકાર આપનારૂં ભાષણ વાંચી સાંભળ્યું હતું.

તે પછી સેક્રેટરીએ પરીષદના ઉદ્દેશ તરફ સહાનુભુતી બતાવનારા આવેલા સદેશા વાંચી સંભળાવ્યા હતા.

વળી સ્ટેટના દીવાને એક સદેશ મોકલી જણાવ્યું હતું કે વળી સ્ટેટ અને એની પ્રજા વીરમગામની લાઇનદોરીની વીરૂદ્ધ છે.

મી૦ હરીલાલ બી. શાહે મુંબઇથી એક સદેશો મોકલી આપી વીરમગામની લાઇનદોરી વીરૂદ્ધ વીરોધ ઉઠાવવાની અરજ કરી હતી.

પ્રમુખની ચુંટણી કરવાની હમેશ મુજબની રીતીનો નીયમ પડતો મેલવામાં આવ્યો હતો.

પરીષદના પ્રમુખ મી૦ શુક્લ ભાષણ વાંચતા હતા તે વેળાએ અઘટીત ડાકાઓ કરવામાં આવી હતી અને સવાલો પુછવામાં આવ્યા હતા.

## પસાર થયેલા ઠરાવો.

રાજકોટ, તા૦ ૧૧.

કાઠીયાવાડ રાજદ્વારી કોન્ફરંસની અત્રે મળેલી ખાસ બેઠકની

સબજેકટસ કમીટીમાં રજુ થયેલા ઠરાવો ઉપર તીક્ષ્ણ ચરચા ચાલી હતી.

સરકારી પક્ષ તરીકે ઓળખાતો સઉરાષ્ટ્ર પક્ષ ૧૯૧૭ના કરારનો ભંગ થયો હતો કે અને બેડીનાં બારાંની હરીફાઈ સબંધી તપાસ ચલાવા માગતી હતી.

કમીટીએ ઉપલી નેમ મુજબના ઠરાવો રદ કર્યા હતા.

મી૦ અમ્રતલાલ શેઠે ઉપલા ઠરાવો કોન્ફરંસમાં રજુ કરવાની નોટીસ આપી હતી. એક વેળાએ કમીટીમાં એટલી બધી ગડબડ ચાલી રહી હતી કે પ્રમુખે ચેતવણી આપી હતી કે જો ચુપકાદી ફેલાવવામાં આવશે નહી તે. તેઓ ચાલી જશે. ઉપલી ચેતવણી અસરકારક નીવડી હતી.

કોન્ફરંસના સુચીપત્રક ઉપર સઘળા મળીને ૭ ઠરાવો હતા.

આ માંહેલા પાંચ ઠરાવો સબજેકટસ કમીટીએ પસાર કર્યા હતાં. જ્યારે મી૦ અમ્રતલાલ શેઠના ૨ ઠરાવો કમીટીએ રદ કર્યા હતા.

## કોન્ફરન્સની બેઠક.

કોન્ફરન્સ આજે બપોરે મળી હતી.

પ્રજાકીય ગાયનો ગવાઇ રહેવા બાદ મી૦ મણીલાલ કોઠારીએ ઠરાવ રજુ કર્યો હતો કે જાહેર પ્રજા અને કાઠીયાવાડના વેપાર સામે બ્રીટીશ સરહદ ઉપર ખોલવામાં આવેલાં કસ્ટમ્સ નાકાઓને કોન્ફરન્સ વખોડી કાઢે છે અને તેથી મુસાફરી કરતી પ્રજાને અને ખાસ કરીને કુટુંબોને ઘણું ખમવું પડે છે અને આ પ્રાંતના વેપારને મોટો ધોકો પુગારનારી છે.

મી૦ કોઠારીએ લંબાણ ભાષણ કરતાં ૧૧-૫-૨૭ વેળાના કસ્ટમ્સ નાકાઓનો કડવો અનુભવ રજુ કરતાં જણાવ્યું હતું કે તે નાકાંઓ ફરીથી ઉભાં કરીને સરકાર આડકત્રી રીતે પોતાના બારાંઓનો કારોબારનો હક છોડી દેવાની રાજાઓને ધમકી આપે છે.

સભાએ ઉપલો ઠરાવ પસાર કર્યો હતો.

મી૦ બળવંતરાવ ગોપાળજી મહેતાએ ઠરાવ રજુ કર્યો હતો કે કાઠીયા-વાડના રાજ્યોને સરકારે કરેલી નવી માંગણીઓ સામે કોન્ફરન્સ સખત પ્રોટેસ્ટ જાહેર કરે છે અને સરકારની માંગણીઓ શાહી હકોની વીરૂદ્ધ છે

સભાએ ઉપલો ઠરાવ પસાર કર્યો હતો.

મી૦ હરીશંકર પંડ્યાએ ઠરાવ રજુ કર્યો હતો કે કોન્ફરંસનો મુસ્તકીમ ઠરાવ છે કે કાઠીયાવાડના રાજ્યોને તેના બારાંઓની ખીલવણી કરવાનો સંપુરણ હક છે અને બ્રીટનની વેપારી રીતી અને લાભોને સબબે ઉપલા હક સામે વાંધા ઉભા કરવા જોઇએ નહીં.

મી૦ પંડ્યાએ જણાવ્યું હતું કે આપણા બારાંઓની ખીલવણી કરવાનો આપણને સંપુરણ હક હતો. કસ્ટમ્સના નાકાંઓથી આપણને ત્રાસ પડે છે અને ગરીબોનાં આંસુઓથી ઘણીક વેળાએ મોટી શહેનશાહતો પડી ભાંગી છે.

મી૦ મણીલાલ કોઠારીએ ઠરાવને ટેકો આપતા ટકોર કરી હતી કે કાઠીયાવાડે લડાઇમાં કરેલી મદદનાં ઇનામ તરીકે કસ્ટમ્સના નાકાં સરકારે ઉભાં કર્યાં હતાં.

સભાએ ઠરાવ પસાર કર્યો હતો.

મી૦ ગોરધનદાસ મોરારજીએ ઠરાવ રજુ કર્યો હતો કે આખુ કોન્ફરંસનો રીપોર્ટ પ્રગટ નહી કરવાના સરકારના પગલાંને કોન્ફરંસ વખોડી કાઢે છે કે જે રીપોર્ટ જાહેર પ્રજાની નજરે એકસરખી અગત્યના ધરાવનારો હતો.

સભાએ ઉપલો ઠરાવ પણ પસાર કર્યો હતો.

## તકરારી ઠરાવ.

મી૦ અમ્રતલાલ શેઠે ઠરાવ રજુ કર્યો હતો કે કોન્ફરંસનો એવો અભીપ્રાય છે કે ૧૯૧૭ ના કરારનો ભંગ થયો છે એવું અપક્ષપાત તપાસ ઉપરથી પુરવાર થાય નહીં ત્યાંસુધી બારાંઓ ધરાવતાં રાજ્યોનો હક કોઇપણ સંજોગો વચ્ચે છીનવી લેવો જોઇએ નહી અને કસ્ટમ્સના નાકાંઓ આવી તપાસ વગર ઉભાં કરવામાં આવેલ હોવાથી કોન્ફરંસ સરકારના તે પગલાંને વખોડી કાઢે છે.

મી૦ પંડ્યાએ ઉપલા ઠરાવની વીરૂદ્ધ થતાં જણાવ્યું હતું કે સરકારે ૧૯૧૭ ના કરારનો ભંગ થવાનો આક્ષેપ મેલેલો નહી હોવાથી કરારમાં તપાસ ચલાવવાની જરૂર હતી નહી, વધુમાં ઉપલો ઠરાવ

દેશી રાજ્યોના હક્ક ઉપર ત્રાપ મારવા સરખો હતો. નવાં ખાતાંઓ ઉભાં થતાં જુના ખાતાંઓને ખમવું પડે તે કુદરતી હતું.

મોરબીવાળા મેસર્સ રામજી માનેકચંદ, તલકચંદ વકીલ, ડાહ્યાલાલ ઝવેરી અને કાળીદાસ મોતીચંદ ઉપલા ઠરાવને ટેકો આપ્યો હતો જ્યારે ઘણાક સભાસદો તેની વીરૂદ્ધ થયા હતા.

## સભામાં ધાંધલ.

મી૦ ડાહ્યાશંકર બોલવા ઉઠતાં ઘણાંકાએ અડચણો ઉભી કરી હતી, પણ પ્રમુખે મજબુત વલણ અખત્યાર કરીને મી૦ ડાહ્યાશંકરને તેઓના વીચારો જાહેર કરવા દીધા હતા.

ચર્ચા પુરી થવા બાદ મી૦ શેઠે ડીવીઝનની માગણી કરી હતી. અત્રે સભામાં ભારે ગડબડ ધાંધલ ચાલી રહી હતી. મતો સબંધી અને ડેલીગેટોની ટીકીટો સબંધી દગાઇ ચાલવાના પોકારો થઇ રહ્યા હતા.

પોલની તરફેણમાં ૨૦૯ અને વીરૂધમાં ૨૩૦ મત જાહેર થયા હતા.

અત્રે પ્રમુખને એવી ફરીઆદ કરવામાં આવી હતી કે ટીકીટો વેચવાની સતા નહી ધરાવતા એક સખસે મોરબીના એક રહીશને ડેલીગેટોની ૧૭૫ ટીકીટો મફત વહેંચી હતી.

મી૦ શેઠે જણાવ્યું હતું કે બન્ને પક્ષોએ દગાઇ કરેલી કહેવાતી હોવાથી તપાસ ચલાવવી.

અત્રે ભારે ઉશ્કેરણી ફેલાઇ રહી હતી.

પ્રમુખે સઘળો મામલો અને વાગતો ધ્યાનમાં લઇને જણાવ્યું હતું કે બન્ને પક્ષોએ દગાઇ કરેલી હોવાથી તેઓએ ચુકાદો આપવાની ના પાડી હતી.

પ્રમુખના ઉપલા ચુકાદાથી હાજર રહેલાઓ ડંગ થઇ ગયા હતા.

ત્યારબાદ કોન્ફરંસ બુધવાર ઉપર મુલતવી રહી હતી.

કોન્ફરંસના પ્રમુખે ડેલીગેટોના માનમાં ગાર્ડન પાર્ટીનો મેળાવડો કર્યો હતો જેમાં રાજકોટના દીવાન અને બીજા શહેરીઓએ પણ હાજરી આપી હતી.

શ્રી. શુક્લે ૧૯૧૭ના કરારનામાની ૭ કલમો લાંબીચોડી આપી [illegible] છે, અને કોઇપણ દેશી રાજાએ તેનો ભંગ કર્યો છે એમ પુરવાર કરવાની સરકારને ચેલેંજ કરી છે પણ આબુની પરીષદ મળી તે વખતે છાપાઓમાં પ્રગટ થયલા હેવાલોમાં ચોખ્ખુંજ જણાવવામાં આવ્યું હતું કે હીંદી સરકારને વધારે પડતું નુકસાન ભવીષ્યમાં થાય તો ૧૯૧૭નું કરારનામું પણ ફેરવવાની છુટ હીંદી સરકારે રાખી હતી. છતાં આ વીષે તો શ્રી. શુક્લે જાણે આંખ આડા કાન કર્યા હોય એમજ જણાય છે. પણ શું આપણી સામાન્ય બુદ્ધી પણ એમ નથી સુચવતી કે આવી કલમ સીધી કે આડકત્રી રીતે આ કરારનામામાં સામેલ હોવીજ જોઇએ? શું શ્રી. શુક્લ એમ કહેવા માગે છે કે કાઠીઆવાડના બંદરો રીતસર કાયદાની રાહે પણ ધીમે ધીમે ખીલવાથી જો હીંદનો વધારે પડતો વેપાર ખેંચી જાય અને હીંદની તીજોરીને વધારે પડતું નુકશાન કરે તો પણ તે સરકારે નીરાંતે બરદાસ્ત કરવું? આવી પરીસ્થીતી જો ચાલ્યાંજ કરે તો તેનુ પરીણામ શું આવે? લાઇનદોરી ફરીવાર નાંખવામાં આવી તે પહેલાં કેવી ગંભીર સ્થીતી ઉત્પન્ન થવા માંડી હતી તેનો શ્રી. શુક્લને કંઇ પણ ખ્યાલ છે? બધાએ બંદર ઉપર લેવાતી જકાત એ ખરું જોતા તો જુદા જુદા માલ વાપરનાર ઉપર આડકત્રી રીતે લેવાતો કરજ છે તેથી ખરેખરો ન્યાય તો એજ હોઇ શકે કે બહુ બહુ તો કાઠીયાવાડમાં વપરાતા માલની જગાત તેના રાજાઓ ભોગવે. પણ બ્રીટીશ હીંદમાં મોટેભાગે વપરાતા માલની જગાતનું નાણું તો હીંદની તીજોરીમાંજ જવું જોઇએ. પણ આથી ઉલટું બનવા તો એમ માંડયું કે કાઠીયાવાડના બંદરો પર થતી કંઇક કંઇક કરામતને લીધે અથવા માનો કે ત્યાં વેપારીઓને મળતી ખાસ સગવડોને લીધે મુંબઇ કરાચી તરફનો વેપાર ત્યાં ઘસડાવા માંડયો—અર્થાત કાઠીઆવાડના બંદરોથી આવતા માલના હુમલો દીલ્લી સુધી હીંદમાં આગળ ધસવા લાગ્યા. એટલે ખરૂં જોતાં તો બ્રીટીશ હીંદના વતનીઓ ઉપર આડકત્રી રીતે કાઠીયાવાડના રાજાઓએ મોટા કરો નાંખીને પોતાનાજ ખીસા સપાટાબંધ ભરવા માંડયા! આવી ઘોર અને ગંભીર સ્થીતી તો સ્વાભાવીક રીતે તરતજ અટકવીજ જોઇએ. અને જરૂર પડે તો તે સાધવાને માટે ૧૯૧૭ના કરારનામામાં પણ તરત સુધારા થવાજ જોઇએ આ દ્રષ્ટીએ જોતાં આબુની પરીષદમાં બ્રીટીશ સરકાર તરફથી એવી ન્યાયી

સુચનાઓ રજુ કરવામાં આવી હતી કે જેથી જુદા જુદા પ્રદેશમાં વપરાતા માલના ધોરણસર જગાતની આવકની પણ વહેંચણી કરવામાં આવે પણ તે બધી રાજાઓએ નજ સ્વીકારી તેથી વીરમગામની આગળ ફરીવાર જકાતનું થાણું બેસાડીને હીંદની પ્રજાના સ્વાર્થનું રક્ષણ કરવાની સરકારને ફરજ પાડી છે.

## પરીષદનું ખતમ થયેલું કામ.

રાજકોટ, તા૦ ૧૨.

કાઠીયાવાડ રાજકીય પરીષદની બેઠક આજે સવારે ફરીથી મળી ત્યારે પ્રમુખ મી૦ અમ્રતલાલ શેઠને જામનગર વીરૂદ્ધનો એમનો ઠરાવ પાછો ખેંચી લેવાની અરજ કરી હતી. મી૦ અમ્રતલાલ શેઠને આ સબંધમાં પોતાના મિત્રોની સાથે વીચાર ચલાવવા સમય આપવામાં આવ્યો હતો દરમીયાન મી૦ મણીલાલ કોઠારીએ પોતાના નામ પરનો વીરમગામની લાઇનદોરી સબંધમાં એકત્ર વીરોધ ઉઠાવનારો ઠરાવ રજુ કર્યો હતો. જો વીરમગામની લાઇનદોરી વીરૂદ્ધ આપણેજ કમતી વીરોધ કરીશું તો સરકાર જલદીથી એ જકાતલાઇન કાઢી નાખે એવા વકી છે.

બન્ને પક્ષે ફતેહ મેળવવા માટે બની શકતી કોશેશો કરી હતી અને મતો માટે દોડધામ ચાલી રહી હતી.

પ્રમુખ સામે ઠપકાની દરખાસ્ત લાવવામાં આવશે એવી મજબુત અફવા ફેલાઇ રહી હતી, પણ ફતેહના સંભવો નહી હોવાથી આ વીચાર પડતો મેલવામાં આવ્યો હતો.

## કમીટીની નીમણુંક.

ઉનારૂઓ અને વેપારીઓ ઉપરની મુસીબતો હજી દુર થઇ નથી.

દરબાર ગોપાલદાસ, મેસર્સ મણીલાલ કોઠારી, અમ્રતલાલ શેઠ અને બળવંતરાય મહેતાની એક કમીટી વેહરો કાઢી નાખવા માટે કવાં પગલાં લેવાં તે ઉપરાંત રીપોર્ટ કરવા માટે નેમવાનો ઠરાવ કોન્ફરંસ પસાર કર્યો હતો.



નાનકવાડાપર આવેલા "યાજ્ઞિક" પ્રીન્ટીંગ પ્રેસમાં દેવશંકર મહાશંકર યાજ્ઞિકે છાપ્યું

સચિત્ર છપાય છે !!

# ખવાસ જ્ઞાતિ રહસ્ય

જ્ઞાતિની ચડતી પડતિના ખરા બનેલા અવનવા બનાવોથી ભરપૂર, જેમાં કચ્છ કાઠીયાડ તથા ગુજરાતની ખવાસ જ્ઞાતીના ઓણવટથી યોજેલા ધારા ધોરણો, જ્ઞાતિ પટેલોની ધુર્તતા અને સગપણ, -પરણેતર, છુટાછેડા, સવેલાઓ બાબત જ્ઞાતીએ કુલ પ્રશ્નો ચર્ચા કરેલા ફેંસલા તેમજ સગરામભાઈને ચોરે સવેલા બાબત ચકચાર ભરેલો જ્ઞાતીનો ફેંસ ા. ઉંચા આર્ટ પેપર ઉપર છાપેલા લગભગ વીશથી બાવીશ ફોટોગ્રાફીક ચિત્રો આપવામાં આવશે. સદરહુ ફોટાઓમાંથી એક અતિ આકર્શીત અને ઉડીને આંખને વાગ્ગ એવો ફોટો પ્રથમ પેજ ઉપર મુકવામાં આવશે જે ચિત્રમાં એક યોવન રૂપી ખીલેલો બગીચો તેને કરમાવનાર અને જળ સીંચી વીકસાવનાર યોવન માળીઓ, તેમજ પુષ્પ કળીની સુગંધી માટે મરી ફીટતા ભમરાઓ વીગેરે અનેક બાબતોથી ખુબ વિચાર પૂર્વક ઘટાવેલી ઘટનાથી તઈયાર કરી પ્રસિદ્ધ કરવા ધારેલું આ પુસ્તક જ્ઞાતીના દરેક જણે રાખવા લાયક ઉંચા ગ્લેજ કાગળો અને સુંદર છપાઈના આ પુસ્તકની કીંમત રૂ. ૧) અને અગાઉથી ગ્રાહક થનારા ગ્રાહકો માટે બાર આના અગાઉથી ગ્રાહક થનારા ગ્રહસ્થોના મુબારક નામો ચોપડીમાં પાછળના પાના ઉપર આપવામાં આવશે.

બહારગામના ગ્રાહકોએ અગાઉથી બાર આનાની પોષ્ટની સ્ટેમ્પ મોકલવી.

લખો પ્રસિદ્ધ કર્તા,
ખવાસ જ્ઞાતિ સ્વયંસેવક કમીટીના કેપટન
રાઘવ લાધા વાઢેર
ઠે. ખવાસ જ્ઞાતિ મીત્રમંડળ રણછોડ લેન....કરાચી.

# નામદાર ખા. બ. અરદેશર મામાએ તા. ૨૫-૮-૨૮ ને રોજ આપેલો ફેસલો

### મુમતાજ અને ફીરોજ છુટી ગયા.

આજરોજ ખા. બ. અરદેશર મામા ફર્સ્ટ કલાસ ઓનરરી માજીસ્ટ્રેટની કોર્ટમાં ઉપલા કેસનો ફેંસલો આપવામાં આવ્યો હતો. કોર્ટ પ્રેક્ષકોથી ભરચક ભરાઇ ગઇ હતી.

માજીસ્ટ્રેટે ઉપલા કેસનું જજમેન્ટ લંબાણથી વાંચી સંભળાવ્યું હતું. આરોપી ફીરોઝદીન અને મુમતાજ જેના ઉપર ફોજદારી કાયદાની કલમ ૩૬૩ અને ૩૬૮ નીચે આરોપ હતો તેઓને કલમ ૨૫૩ નીચે છોડી દેવામાં આવ્યા હતા.

દરજણ દેવુબાઇના ઉપર ઘરેણાં સંબંધી જુદો કેસ ચાલશે એમ કહેવાય છે. આરોપીઓના વકીલ મી. ડીસા તથા મીરઝાં બારીસ્ટર હતા તથા સરકાર તરફથી મી. રામચંદ્રે કેસ ચલાવ્યો હતો. આખરે આ ચકચાર ભર્યા કેસનો ઉપર મુજબ અંત આવ્યો છે.




# અભિનંદન.

રાષ્ટ્ર-શકિત હિતેચ્છુ તેમજ સિંધ વર્તમાને આ કેસનો હેવાલ આપી કરાંચીમાં છાપેલ છે તેમાંથી આ હકીકતો લેવામાં આવેલ છે. તેથી અમો તેઓને અંતઃકરણથી ઉપકાર માની અભિનંદન આપીએ છીએ.

ગવાનો ૮.

ેર પર આવેલા "વ્યાસ" પ્રિન્ટીગ પ્રેસમાં

ાગજીએ છાપ્યું.